# PRIZE ESSAY ON THE CUSTOM OF GIVING CASTE DINNER AS PREVALENT IN GUJARAT,

BY

**MOHANLAL KALYANJI**

*Headmaster of the Ahmedabad Practising School.*

PUBLISHED BY THE GUJARAT VERNACULAR SOCIETY.



**AHMEDABAD**

Printed at the United Printing and General Agency Company Limited by Ranchorlal Heerachand.

Price 8 annas.

1873.

# जमणवार विषे निबंध.





रचनार

**मोहनलाल कल्याणजी.**

अमदावाद प्राक्टीसींग स्कुलना मेहेताजी.

प्रगट करनार

**गुजरात वर्नाक्युलर सोसाईटी**

**अमदावादमां**

मामानी हवेली मध्ये यु. प्रिं. अने ज. अे. कंपनीना प्रेसमां

रणछोडलाल हीराचंदे छाप्यो.



संवत १९२९. इस्वी सन १८७३.

कीमत आठ आना.

# પ્રસ્તાવના.

રાવસાહેબ હરિલાલ મોહનલાલે રૂ૨૦)ગુ૦વ૦સોસાઇટીતરફ મોકલીને એવી ખાએસ બતાવીકે હિંદુઓની જમણવારમાં ઘોંઘાટ વગેરે થઇ રહેછે; માટે જમણવારની મતલબ શીછે અને કેવી સલુકાઇથી જમવા બેસવું જોઇએ, એ વિષે નિબંધ રચાવીને પ્રગટ કરશો, અને સરસ નિબંધ લખનારને આ વીશરૂપૈઆ આપશો. પછી સોસાઇટીએ તેમાં બીજા ત્રીશરૂપૈઆ ઉમેરીને રૂ૫૦) ના ઇનામની જાહેરખબર છાપી. પણ એકે નિબંધ લખાઇ આવ્યો નહિ ત્યારે તેની સરતોમાં તથા પૃષ્ઠોમાં વધારો કરીને રૂ૧૦૦)ના ઇનામની જાહેર ખબર સન ૧૮૭૨ માંછાપી. તેઉપરથી બે નિબંધો લખાઇ આવ્યા હતા, જેમાંનો આ નિબંધ કમીટીને વધારે પસંદ પડવાથી છપાવી પ્રગટ કર્યોછે.

તારીખ. ૫ મી મેએ
સને૧૮૭૩

# અનુક્રમણિકા.

# जमणावार विषे निबंध.

## બાબત ૧ લી.

### જમણવારના ચાલની ઉત્પત્તિ.

જમણવારનો એટલે પોતાનાં સગાં વહાલાં અથવા આખી ન્યાતિના કે જાતીનાં સઘળાં માણસોને સાથે જમાડવાનો ચાલ આજ કાલ આપણા પ્રાંતમાં અને વિશેષ કરીને હિંદુ લોકોમાં ઘણોજ વધી ગયો છે. તેઓ હરેક હર્ષ તેમજ દીલગીરીને અવસરે જમણવારો કરેછે. એ ચાલનું મૂળ ઘણા જુના વખતથી અને સ્વાભાવિક રીતેજ રોપાયલું જણાયછે, પણ તે કયારે અને શીરીતે તે વિશેની સવીસ્તર અને ભરૂસો રાખવા લાયક તવારીખ આપણી પાસે તેમ આપણા જાણવામાં નથી; માટે હાલની જુદી જુદી ન્યાતિઓના રૂપ ઉપર તથા દીવશે દીવસે નવી ઉત્પન્ન થતી ન્યાતીઓ ઉપર નજર ફેરવતાં તથા તે ઉપર વીચાર કરતાં, આપણી કારણ શક્તિ નીચે મુજબ અનુંમાન કરાવે છે.

ઇતીહાસ ઉપરથી એવું જણાય છે, કે આપણા દેશની વસ્તીનો મોટો ભાગ અસલના વખતમાં પશ્ચિમ તરફથી આવી વશેલાલોકોનો વંશ છે. જે લોકો પ્રથમ આવી વસ્યા હતા તેઓ આર્ય કેહેવાતા, અને તેઓ હિંદુસ્થાનની ઉત્તરના

જે પ્રદેશમાં પ્રથમ વસ્યા હતા તે આર્યાવર્ત્ત કેહેવા-
તો. શિરૂઆતમાં તેઓના ધંધા અથવા કામ મુજબ
ચાર તફા બંધાયા હતા. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શુદ્ર. આ
તફા ત્યારે જાતી ભેદના રૂપમાં નહતા, પણ પંક્તિ ભેદના
રૂપમાં હતા: એટલે તેઓ પોતાથી ઉતરતી પંકિત વાળા જોડે
જમવા બેસવામાં, તથા તેમને કન્યા આપવામાં હલકું
સમજતા, પણ પ્રસંગે તેમનું ખાવાનો તથા તેમની કન્યા
લેવાનો બાધ નહતો; આવાતની સાબીતીના દાખલા આ-
પણા શાસ્ત્રીક અને પુરાણીક ગ્રંથોમાંથી મળી આવેછે.
આગળ ચાલતાં જેમજેમ વસ્તી વધતી ગઇ, અને તેઓ
દુરના પ્રદેશમાં ફેલાતા ગયા, તેમ તેમ તેમના તફાના આ-
ઘેના લોકો સાથેનો તેમનો સબંધ ન પરવડવાને લીધે તુટતો
ગયો, અને તેઓ એક બીજાને જુદા ગણવા લાગ્યા; તથા
સૌ પોત પોતાના મુલકના નામથી ઓળખાવા લાગ્યો. જેમ
બ્રાહ્મણોમાં ઉદીચ, ગૌડ, દક્ષણી, મેવાડા, શ્રીમાળી, અ
ને તેજ મુજબ ક્ષત્રી, વૈશ્ય વગેરેમાં પણ છે. આગળ
ચાલતાં વળી તેમની સંખ્યા વધવાથી, તેઓમાંથી પણ ફુ
ટા પડતા ગયા, અને સબંધ તુટતો ગયો, ત્યારે દરેક ગા-
મના અગર પ્રગણાના જુદા તફા બંધાયા, અને તેઓને
તે ગામ અગર પ્રગણાને નામે ઓળખાવા લાગ્યા; જેમ મો
ઢ, વીસલનગરા, વડનગરા; તેમજ લાડ, ઝારોળા, ખ-
ડાયતા, અને ચાંપાનેરી, પાટણવાડીઆ વગેરે. વળી

જુદા જુદા ધંધા કરેવા વાળા પણ એક બીજાથી નોંખા પડયા, અને પોત પોતાના તડા બાંધ્યા, તથા તે ધંધાના નામે ઓળખાવા લાગ્યા; જેમ વૈશ્યમાં સોની, સુથાર, લુહાર, તથા શુદ્રમાં મોચી, કુંભાર, માળી, દરજી, ભોઈ, ગોલા વગેરે. વળી કેટલાક તડામાંથી જુદો જુદો ધર્મ માનવાથી ફાટા પડી ગયાં, જેમ વાણીઆમાં શ્રાવક, મેશ્રી; તેમજ કેટલાક માંથી માંહો માંહે લડાઇ ટંટા અગર મત ભેદ પડવાથી છુટા પડી ગયા, જેમ અવદીચમાંથી ટોળકીઆ અને શહસ્ત્ર; મેવાડામાંથી ત્રવાડીમેવાડા, ભટમેવાડા વગેરે. તેમજ કેટલાક ને હલકું કામ કરવાથી, અગર ભ્રષ્ટ થવાથી, અગરે વટલાવાથી જુદા કાઢયા; જેમ તપોદન, સધગોર, મોચીગોર, પોચાવાણીઆ, સુખડીઆ વાણીઆ, મોઢ-ઘાંચી; તથા ક્ષત્રીમાંથી મોલેસલામ. એ રીતે મૂળ તડામાંથી જુદા મૂલકમાં, પ્રગણામાં ને ગામોમાં વસવા થી સબંધ તુટયાને લીધે, તથા જુદા જુદા ધંધા કરવાને લીધે, તેમજ જુદો જુદો ધર્મ પાળવાથી, નીચકર્મ કરવાથી અને વટલાવાથી, તથા માહોમાહેની ફાટફુટથી હાલની સેંકડો જ્ઞાતીઓ ઉત્પન્ન થઈ છે.

કેટલાંક બીજાં પ્રાણીઓની પેઠે માણસને કુદરતી કારણોને લીધેજ એકલું રહેવું ગમતું નથી, તથા પરવડતું પણ નથી; હર્ષ, તેમ શોકને વખતે તેને એક તનના અમુક માણસોની મંડળીની ઘણી જરૂર પડે છે, જે

મંડળીકે તેના સુખ દુઃખમાંભાગ લઈશકેછે, તથા બીજી મદદ કરી શકે છે; અને તે કારણથીજ ઉપરે મુજબ લોકો છુટા પડતા ગયા, તોપણ અમુક સંખ્યાનો તફો બંધાવાની જરૂર પડી; અને સઘળા તફા અથવા ન્નાતીઓ વાળાને પોત પોતા વચેજ સઘળો સંસારી વ્યવહાર રાખવાની જરૂર રહેવાથી ઘણાખરાતો એક બીજાના સગા વાહાલા થઈ જવા લાગ્યા.

હવે પ્રથમ દરેક ટોળી છુટી પડતી વખતે જમણવાર કરવાની જરૂર જણાયલી, કેમકે તેથી કેટલા જણ પોતાની ટોળીમાં આવવા ચાહે છે, તથા કેટલા જણ જુદા પડવા ચાહે છે, તે માલમ પડે. આજે પણ આપણા જોવામાં આવે છે,કે હરકોઈ ન્નાતમાં ફાંટા પડવાના હોય છે, ત્યારે પ્રથમ જમણવારો કરે છે; અને જેને જે તડમાં ભળવું હોય, તેમાં તે જમવા જાય છે; એ રીતે પ્રથમ જમણવાર કરી છુટા થયા પછી પોતાની ટોળીનો સબંધ જાળવી રાખવા ખાતર, તથા તે ટોળીમાં ઘણા જણ પાતાના સગા વહાલાં હોવાથી, તથા ઘણા જણ પોતાના સબંધના અને પોતાના સુખ દુઃખમાં ભાગ લેનારા હોવાથી, તે સઘળાને ખુશીને અવસરે પોતાની સાથે જમવા તેડવાનો ચાલ સ્વાભાવિક વળણથીજ શાક્તિવાન લોકોથી નીકળેલા; તેમજ મરણને અવસરે પણધર્મ શાસ્ત્ર પ્રમાણે બ્રાહ્મણોને, તથા મડદુ ઉચકનાર ડાઘુઓને,

તેમ સુતકી થયેલા પીત્રાઇઓને, તથા તેની સાથે બીજાં સગાં વાહાલાંને એ ટાંકણે પોતાને ઘેર જમાડવાની જરૂર જણાયલી, ત્યારે તેના સાથે મરણની દીલગીરી વેહેલી ટાળવા, તથા મરેનારના માનની ખાતર પોતાની ટોળીના રહેલા લોકોને પણ સાથે જમવા બોલાવવાની કોઈ કોઇને ઇચ્છા થઈ આવેલી, અને એ રીતે વધતાં વધતાં હાલના રૂપમાં આવી ગયું.

હવે આ રીતે જોતાં જમણવારના ચાલની મૂળ મતલબ તો ઘણી રૂડી છે, તે સગાં વહાલાં તથા ટોળીમાં સંપ રાખવાનું મોટું સાધન છે, પણ તેને ઠેકાણે આજતો "સાપ ગયાને લીસોટા રહયા" એ મુજબ થઈ ગયું છે; તેઓ ભેગા જમે છે ખરા, પણ તેથી સંપ વધવાને બદલે ઉલટો કુસંપ વધે છે: ખુશીમાં આવેતો જમણ વાર કરવાનો ચાલ હતો, તે બદલાઇને હવે તે કર રૂપે થઈ ગયો છે: શકિત પ્રમાણે ખરચ કરવાનું હતું, તેને બદલે ઘરનાં છાપરાં વેચીને, તથા દેવું કરીને પણ સઘળાની બરોબર ખરચ કરવાનો ઊંધો મમત પેશી ગયો છે. વળી જમણવારનાં ટાણાંની સંખ્યામાં, તથા દરેક ટાણા ઉપર કરવાની જમણવારોની સંખ્યામાં ઘણો વધારો થઈ ગયો છે; તેમજ જમણવારનું ખરચ પણ ચડસા ચડસીથી અનીતી ભરેલી રીતે વધારી મુકયું છે, અ ટુકામાં સર્વે બાબતોમાં એ ચાલ એના મુળ રૂપમાંથી

એટલો બધો ફેરવાઈ ગયોછેકે તે એક સુખનું સાધન હતું તે હવે દુઃખ અને ખરાબીનું સાધન થઈ પડયું છે.

**બાબત. ૨ જી.**

**જમણવારની જુદી જુદી મોટી ન્યાતિઓમાં પ્રસંગ અથવા ટાંણા, તેમાંથી ખુશીમાં આવે તો કરવાનાં કયાં અને જરૂર કે ફરથી કરવાનાં કયાં.**

હાલમાં જમણવારો જમાડવાનો ચાલ આ પ્રાંતની વસ્તીમાંની સર્વ કોમોમાં પસરેલો જણાય છે, પછી કોઇમાં થોડો અનેકોઈમાં ઘણો તો ખરો. જમણવારોનાં ટાણાના મૂખ્ય ત્રણ ભાગ થઇ શકે છે. ૧ ખુશીનાં, ૨ શોકનાં, ૩ પરમાર્થનાં...આના પેટામાં સઘળાં જુદાં જુદાં ટાણાં સમાઇ જાયછે; વળી જુદીજુદી જાતીઓમાં જુદાં જુદાં ટાણાં વધારે અગત્યનાં અને થોડી અગત્યનાં છે, એટલે કોઇ જાતમાં અમુક ટાણા ઉપર જમણવાર કર્યા વગર ચાલેજ નહી, એમ હોય છે તો બીજીમાં તેજ ટાણા ઉપર ખુશીમાં આવેતો કરે અગર નકરે તો પણ ચાલે એમ હોય છે. એ રીતે જુદી જુદી જાતીઓમાં ફેર હોય છે, એટલુંજ નહી, પણ જુદીન્યાતીઓમાં પણ તેવો ફેર હોય છે.

હિંદુલોકોમાં જે અનેક જુદી જુદી ન્યાતીઓછે, તથા તેની અંદર તડો છે, તે સર્વમાં જમણવાર કરવાનાં ટાણાં તથા તેમાંનાં જરૂરકે ફરથી કરવાનાં, કયાં અને ખુશીમાં

આવે તો કરવાનાં કયા, તે જુદુ જુદુ બતાવવાથી ઘણું લંબાણ થઇ જાય તેમ છે, માટે આનીચે સાધારણ અને ઘણી ન્યાતીઓને લાગુ પડે તે બતાવ્યાં છે

---

## સઘળી ન્યાતીઓને લાગુ પડે એવાં જમણવાર કરવાનાં ટાણાં.

| જરૂર કે કરથી કરવાં પડે તેવાં | ખુશીમાં આવે તો કરે તેવાં |
|---|---|
| ૧ મરનાર સ્ત્રી પુરૂશનું કારજ. | ક ૧ મરનારની પાછળ ન્યાત મેળો. |
| ૨ શ્રીમંત અથવા અઘરણી | ખ ૨ મહાજન અથવા ચોરાસી. |
| ૩ છોકરા છોકરીના વિવાહ; | ગ ૩ યાત્રા કરી આવીને. |
| ૪ છોકરાનું જનોઇ, (ધર્મમાં દાખલ કરવું) | ઘ ૪ વ્રત ઉજવીને. |
| ૫ દ્રો, છમાસી, વર્ષી, પેહેલું શ્રાધ; | ચ ૫ છોકરાની બાધા ઉતરાવીને. |
| ૬ નાનાં છોકરાંનાં મર્ણનાં કુવારડાં | છ ૬ છોકરાને નિશાળે બેસાડીને. |
| ૭ ન્યાતમાં તડાં પડે ત્યારે; | જ ૭ ઘરનો વાસ્તુક પુંજા કરીને. |
| ૮ ન્યાત શી ઉજાણી. | ઝ ૮ આજા પડવાનું શ્રાદ્ધ સારીને. |

૮ ૯ મરનારની પાછળ
આખુ ગામ જમાડવું.
૬ ૧૦ સાલગીરી અથવા
જન્મગાંઠ.

## ટીકા.

૧ મરનાર સ્ત્રી પુરૂષ પાછળ કાયટુ કરવાનો ચાલ ઘણું કરીને સર્વ જાતોમાં અને સર્વ ન્નાતોમાં છે; અને બીજાં સર્વ ટાણાં કરતાં આ ટાણું ખરેખરા કર સરખું છે; કેટલીક ન્નાતોમાંતો તે ઉપર લોકો નથી કરતા તો ન્નાતબહાર મુકવાની અગર બીજી ધમકી આપી કરાવેછે, અને કેટલીકમાં તેમ નથી, ત્યારે તેમાં મેણાં એવાં સખ્ત છે કે તે સાંભળવા કરતાં મરવું બેહેતર લાગે; માટે ગમે તેવો ગરીબ માણસ હોય, તોપણ દેવું કરીને એ માબાપની પાછળ કાયટુ કર્યા વગર રહેતો નથી. સાધારણ રીતે એ જમણવારો મરનારના દશમાથી તે તેરમા દીવસની અંદર કરેછે; મુસલમાનો અને વહોરા ત્રીજે દીવસે કરે છે, જેને જારત કેહે છે; દક્ષણીઓમાં એ પ્રમાણે કાયટાની જમણવારો કરવાનો ચાલ નથી, અને શ્રાવકોમાં જ્યારે મળે ત્યારે (પાસે પુરતો પૈશો થાય ત્યારે) કરવાનો ચાલછે; પારસીઓમાં ખુશીમાં આવે તો ચોથે દીવસે કરે નહીતો ન કરે એવું છે; નાગરોમાં એ ટાણે તેમના બ્રાહ્મણોનેજ જમાડેછે.

૨ શ્રીમંત અથવા અઘરણીના ટાણાઉપર જમણવાર કર-

વાનો ચાલ સઘળાઓમાં નથી, તોપણ બ્રાહ્મણ અને વાણીઆનો કેટલીક ન્યાતોમાં તે ઉપર જમણ વારો કરવાના કર જેવું છે. કેટલી ન્યાતોમાં ખુશીમાં આવેતો કરે એવો ચાલછે; આ ટાણા ઉપર નાની ન્યાતોમાં એક બે અગર ત્રણ દીવસ આખી ન્યાતને જમાડેછે, અને મોટી ન્યાતમાં ફકત પોતાનાં સગાં વહાલાં તથા વ્યવહાર વાળાને જમાડેછે; દક્ષણીઓમાં આ અવસર ઉપર જમણવાર કરવાનો ચાલ નથી, પણ સ્ત્રી પેહેલવારકી રજસ્વળા થાય ત્યારે કરવાનો ચાલછે; મુસલમાન તથા વોહોરાઓમાં પણ એ સતમાસાના ટાણા ઉપર જમણવાર કરવાની જરૂર જેવું છે; અને પારસીઓમાં ખુશીમાં આવેતો કરે એમ છે.

૩ છોકરા છોકરીના વિવાહ ઉપર જમણવારો કરવાનો ચાલ ઘણું કરીને સઘળાઓમાં છે; બ્રાહ્મણ, વાણીઆ, સોની, કણબી વગેરેનો કેટલીક ન્યાતોમાંતો તે કરવીજ પડે એવા કર જેવુંછે; પણ તે કન્યાંને ઘેરજ કરેછે; કેટલીક વાણીઆ વગેરેની ન્યાતોમાં પેહેલો છોકરો પરણે ત્યારે જમણવાર કરવાનો ચાલછે. કન્યાના બાપને ઘેર, ચોરી, ગોરવ, જાન એ નામથી જમણવારો થાયછે; કોળી, ભીલ વગેરે લોકો એ અવસરે ફકત દારૂ, તાડી પીઈને તથા નાચી ખુંદીને ગમત કરે છે.

૪ છોકરાઓને જનોઈ દેવું.–હાલમાં જે લોકો જનોઇ પેહેરેછે, તેમના એટલે બ્રાહ્મણ, સુતાર, ત્રાગડસોની,

વ્યાસ, ગરોડાવગેરેના છોકરાઓને તે અમુક વર્ષની ઊમ્મરનો થાય, ત્યારે જનોઇ દેછે, એટલે તે દીવશથી તેને ધર્મમાં દાખલ કરેછે; આ વખતે જમણવારો કરવાનો ચાલછે, પણ આખી ન્યાત જમાડવાનો ચાલતો ફકત નાની ન્યાતોમાંજછે, તોપણ થોડું ઘણું કર્યા વગર તો કોઇને ચાલતું નથી; પારસીઓના છોકરા છોકરીને સદરો પહેરાવવો, અને મુસલમાનના છોકરાને સુંતા કરવી, એ પણ હિંદુઓના જનોઇ જેવુંજછે. અને તેઓ પણ એ ટાણા ઉપર ખસુસ કરીને જમણવાર કરેજછે; અગર બીજા બોલોમાં બોલીએ તો તે કરથી કરવા જેવી છે.

૫ દ્રો, છમાસી, વર્ષી, પેહેલું શ્રાધ–આ ટાણાં ઉપર જમણવારો કરવાનો ચાલ ઘણીજ થોડી ન્યાતોમાંછે, અને જેમાં છે, તેમાં પણ પૈશાદાર હોય તેજ કરેછેઃ ખેડાવાળ આદી કેટલીક ન્યાતોમાં "દ્રો"ની જમણવાર કર જેવીછે; જે લોકો જમણવાર નથી કરતા તેઓ પોતાનાં નજીકનાં સગાં વહાલાંને તો જમાડેછે; કેટલીક ન્યાતોમાં એ ટાણા ઉપર ઘરદીઠ અમુક લાડવા લાહાવાનો ચાલછે; મુસલમાન તથા વહોરામાં ખુશીમાં આવે તો મરનારનો ચાળીસા અથવા સાઠે કરેછે, એટલે ચાલીસમે અગર સાઠમે દિવસે જમણવાર જમાડેછે.

૬ નાનાં છોકરાંના મર્ણ પાછળ કુવારડાંની જમણવાર કરવાનો ચાલ કેટલીક વાણીઆની અને બીજી ન્યાતોમાં છ-

રેના રૂપમાંછે, પણ એ જમણવારમાં ફકત નાનાં છોકરાંજ જમવા આવેછે.

૭ હરકાંઈ કારણથી ન્યાતમાં તડાં પડેછે ત્યારે સઘળી ન્યાતીઓમાં અવશ્ય કરીને જમણવારો કરવી પડેછે, કેમકે તે વગર કયા તડમાં કોણ ગયા તે માલમ પડે નહી; આ જમણવારોનો ખરચ અમુક માણસના કારણથી તડાં પડતાં હોયતો તે માણસ આપેછે; અગર નહીતો તે તડનો સહીઆરો ખરચ થાયછે; કોઈ કોઈ વખત જુદાં પડેલાં તડ ભેગાં થાય, ત્યારે પણ ન્યાતશી જમણવાર કરેછે. અને તે કોઇ દેવળ અગર બીજી તેવી જગામાં થાયછે.

૮ ન્યાતશી ઉજાણી વર્ષમાં એક બે વાર કરવાનો ચાલ ઘણું કરીને સઘળી ન્યાતોઓમાં હોયછે, તે તેમના કુળદેવના જન્મ દીવશે, અગર બીજા કોઇ ધર્મના તેહેવારને દીવસે કરેછે; પારસીઓના ઘંબાર, અને મુસલમાનોના પીરાન પીર વગેરેના ઓરસ ઉપરની જમણવારો આના પેટામાં જ આવેછે. આવી જમણવારોનો ખરચ નાતના ફંડમાંથી અગર ઉઘરાણું કરીને કરેછે.

૯—નાગર, મોઢ આદીબ્રાહ્મણોની ન્યાતોમાં તથા કણબીની ન્યાતોમાં મરનાર જો શ્રીમંત હોયતો તેની પાછળ ન્યાત મેળો કરવાનો ચાલછે; એટલે અમુક દીવસે પોતાના જથામાંના આશપાસના ગામોમાંના સઘળા પુ-

રૂષોને તેડાવેછે, અને તેમને બે ત્રણ દીવસ જમાડેછે; તથા બ્રાહ્મણોમાંતો ઉપર કાંઇ દક્ષણા પણ આપેછે; બેડાવાળાની ન્યાતમાં જમાડતા નથી, પણ ફક્ત લાડવા બંધાવેછે.

ખ—મહાજન, એટલે કોઇ શ્રીમંત વાણીઓ મરી જાયછે, ત્યારે તેની પાછળ ગમે ત્યારે સઘળી ન્યાતીના વાણીઆઓ (શ્રાવક, મેશ્રી, જનોઇવગરના સોની, કંદોઇ કંસારા ઇ૦) ને સાથે જમાડેછે. કેટલાક મેશ્રીવાણીઆ કંઠી બંધા કરેછે, એટલે ફક્ત વૈશ્નવ વાણીઆનેજ જમાડેછે; અને કેટલાક શ્રાવકો નોકારશી કરેછે, એટલે ફક્ત શ્રાવકોનેજ જમાડેછે; કેટલાક મેશ્રી વાણીઆઓ તથા બ્રાહ્મણો, તથા કણબીઓ વગેરે તમામ ન્યાતના બ્રાહ્મણોને પણ સાથે જમાડેછે તેને ચોરાસી કેહેછે.

ગ-ઘ-કોઇ તીર્થ યાત્રા કરી આવીને પણ કેટલાક શક્તિવાન લોક પરમાર્થની જમણવારો કરેછે, અને વાણીઆ, કણબી વગેરે તે વખતે પોતાની ન્યાતને પણ જમાડેછે; અને તેવીજ રીતે અમુક વ્રત લીધુ હોય તે ઉજવીને પણ કેટલાક જમણવાર કરેછે.

ચ—છોકરાના માથાના વાળ ઉતરાવીને એટલે ચોલ અથવા મુંડણ કરીને મૂખ્યત્વે વાણીઆઓની કેટલીક નાતોમાં બ્રાહ્મણો અને પોતાનાં સગાં વાહાલાંને જમાડવાનો ચાલ છે; પણ તે ખુશીમાં આવેતો કરવાનું હોવાથી ફ-

ફત પૈસાદાર લોકોજ કરે છે.

જ—નવું ઘર બંધાવ્યા પછી રેહેવા જતી વખતે કેટલાક લોકો વાસ્તુક પુંજા કરીને બ્રાહ્મણોને, તથા તેમાં કામે લાગેલા કારીગરોને, તથા પોતાનાં સગા વહાલાંને જમાડેછે.

ઝ—જે પુરૂષનો પોતાનો બાપ જીવતો હોય, અને પોતાની માનો બાપ મરી ગયો હોય, તો તે શખ્સ આસો સુદ ૧ ને દીવસે તે દાદા ( માના બાપ ) નું શ્રાધ સારે છે, અને તે વખતે પોતાનાં સગાં વહાલાંને તથા વખતે આખી ન્યાતને પણ જમાડે છે.

ટ—કોઈ મુખી અગર વતનદાર, અથવા દેશાઈ કે નામાંકિત શેઠ મરીજાય તો તેની પાછળ ઉપર બતાવેલી જમણવારોની સાથે, પોતે રેહેતો હોય તે આખુ ગામ જમાડે છે, એટલે ગામની તમામ ન્યાતોના લોકોને જમાડે છે.

ઠ—શાલગીરી અથવા વર્ષગાંઠ—આ અવસરે કેટલાક શ્રીમંતો પોતાનાં સગાં વહાલાંને જમાડે છે, અને કવચીત આખી ન્યાતને પણ જમાડે છે.

## બાબત. ૩ જી.

**જમવા બેસવાની જગા, જમણ વારનાં પાત્ર, જમણ, જમતી વખતનો જમનારનો પોશાક(સ્ત્રી તથા પુરૂષનો,) ઢેડ પડે છે, કુતરાં, ગાય, સમડી વગેરેની પીડા ઈત્યાદી.**

---

પાછલી બાબતમાં જમણવારો જમાડવાનાં ટાણાં બતાવ્યાં, તેમાંનાં કેટલાંક ટાણાં ઉપર આખો ન્યાતની મોટી જમણવારો કરવાનો ચાલનથી; તથા જે ટાણાં ઉપર ખુશીમાં આવેતો જમણવાર કરે એવું છે, તેવાં ટાણાં ઉપર પણ લોકો મોટી જમણવારો કરતા નથી: એવે વખતે ફકત પોતાનાં સગાં વહાલાંને જમાડે છે. વળી શ્રીમંત લોકો મોટી જમણવારો જમાડે તોપણ તેની આગળ પાછળના કેટલાક દીવસોમાં પોતાનાં સગાં વહાલાંને જમાડે છે; હવે એવી રીતની જે નાહાની જમણવારો થાય છે, તેને સગાં, વ્યવહાર, આંટ, કુટંબ વગેરે જુદી જુદી ન્યાતોમાં જુદાં જુદાં નામ છે; એવે વખતે જો જમનારની સંખ્યા લગભગ ૨૫ કરતાં ઓછી હોયતો સર્વને પોતાના ઘરની ખડકી, અગર ચોક કે પરસાળમાં જમવા બેસાડે છે, જે જગા સાફ અને ચોખી હોય છે.

પરંતુ તે કરતાં વધારે હોયતો પોતાના આંગણામાં અને શેરીમાં બેસાડે છે, અને છેક મોટી જમણવાર હોય ત્યારે તો પોળમાં ઘણે દુર સુધી બેસે છે. સર્વ કોઈના જાણવામાં હશે કે એવી જગાઓ ઉપર ત્યાંના રેહેનારા લોકો આડે દહાડે કચરો, પુંજો, એઠવાડ અને કોહી ગયેલી વસ્તુઓ વગેરે ઠેકાણે ઠેકાણે નાખેછે; તથા નહાનાં છોકરાંને ઝાડે ફરવા પણ બેસારેછે, વળી દરેક ઘરના ખાળકુવા, મોરીઓ, દટેકો, સંડાસ વગેરેનાં મોં તે સરીઆમ જગો ઉપર

હોયછે, એ સરવેકારણથી પોળો અને સેરીઓના રસ્તા-
ના જગો ઘણીજ દુરગંધ્રોવાળી અને જુવા, માંચડ, બગા
ઇ. માખો, વીછી, કાનખજુરા વગેરે દુઃખદાયક પ્રાણી-
ઓથી ભરપુર હોયછે. અને તે જગાઓ જમણવારના
અવસર શીવાય કવચીતજ વળાયછે, જમણવારને દીવસે
વળાયછે, તેપણ નામનું અને ઉપર ઉપરથી હોયછે. આવી
જગો ઉપર કોઇ ખુલ્લી અને સારી હવામાં રેહેનાર મા-
ણસને જો એક પાકલાક રહેવું પડેતો તેના પ્રાણ જાય. કોઈ
ના મનમાં એમ આવશે કે મોટાં શેહેરો જ્યાં મ્યુનીસીપા
લીટીઓ છે, અને જ્યાં હજારો રૂપીઆ શેહેરની સફાઇ
રાખવા પાછળ ખરચાયછે, તથા જ્યાં સરકારના મોટા
મોટા અધીકારીઓ રેહેછે, ત્યાંની પોળોને અને શેરીઓ-
ને તો આવાત નહી લાગુ પડતી હોય, તો તેણે જાણવુંકે
એ ખરે ખરૂ અને બીલકુલ વગર અલંકારે તો શેહેરોને-
જ લાગુ પડેછે, અને તેમાં પણ વિશેષે કરીને જ્યાં પો-
ળો અને ગંડી શેરીઓ ઘણી છે, તેને લાગુ પડે છે. મોટાં
શેહેરોના ધોરી રાજ્ય મારગો અને તેમાં મૂખ્યત્વે કરીને
મોટા અધીકારીઓને ઘણી વખત જવા આવવાના રસ્તા
તો વીશાળ અને ઘણા સફાઇદાર હોય છે ખરા, પણ તે
સઘળુ "ઢમઢોલ અને મહીપોલ" એ મુજબ છે.
પોળાની અંદર તો એટલી બધી ગલીચી અને દુર-
ગંધી હોય છે કે કાંઈ સુમાર નહી; અને તેમાં પણ

વાણીઆઓની, અને સૌમાં શ્રાવકોની વસ્તીવાળી પોળામાંના ગંદકીથી તો અવધી છે, પરંતુ તેમાં રહેનારા લોકોને એવી દુરગંધી અને ગલીચ જગાઓમાં રહેવાની ટેવ પડી ગયેલી હોય છે, તેથી તેમને કાંઈ તેની ચીતરી ચઢતીજ નથી; કસબા અને ગામડાંની પોળો તથા ફળીઆં શેહેરનાનાં કરતાં સફાઇમાં લગાર સારાં હોયછે, હવે એવી જગો ઉપર જમણવારને દીવસે જમવા આવનારાઓ નાહાઇ ધોઈ, સોળે થઇ એકે એકે આવીને છેક ભોંય ઉપર આસન કરે છે, પણ તેમને બીલકુલ સુગ ચઢતી નથી, અને કદાપી છેક નજીકમાં સંડાસનું મોં કે ગંધાતો ખાળકુવો હોયતો સુગ ચઢે ખરી, પણ જમવાના લોભ અને ઉતાવળને લીધે તેને કાંઇ લેખવતા નથી, વખતે નીચે બહુ ભીનું હોયતો બે ચાર ઇંટોના કે લાકડાના કડકા ગોઠવીને ઉપર ઉભે પગે બેસી નીરાંતે જમેછે; એજ જગો સારી પેઠે સાફ કરાવી, પાણી છાંટી, પાટલો નાખી, જમણવાર શોવાયને કોઇ બીજે દહાડે, એ જમનારાઓમાંથીજ કોઈ એકલાનેજ ફકત ત્યાં જમવા બેસારીએ તો તે કદી બેસસે નહી, અને હજારો તરેહની હરેકતોતથા બાધ બતાવસે, પણ જમણવારને દીવસેતો એવી જગો પણ કોઇ બેસવાને આપશે તો તેનો ઉપકાર માનશે; અને તેવી જગાઓ ઉપર સઘળાઓ નીરાંતે બેઠા બેઠા કલાક દોઢકલાક સુધી જમશે.

પેહેલા પંગત જમી રહીકે લાગલાજ ઢેડાં વીગરે છેક

નીચ જાતના લોકો છાંડેલું એઠું લુટવા તુટી પડેછે, અને તે વખતે એઠવાડની ફેકા ફેક આશપાશની જગાઓ ઉપર થઇ રહેછે; તેઓને પાછા હઠાવી કાઢ્યા પછી, તેમાંનાજ બે ચાર જણને કાંઇ ખાવાનું આપવાનું કરી સઘળાં એઠાં પતરાળાં ઉપડાવી થોડો દુર ઢગલો કરાવે છે, આ-કામ ઘણીક વખત કેટલીક નાતોમાં ઘાંયજા, અગર જ-મણવાર કરનારના ઘરનાં માણુસોપણ કરેછે, અને કોઇ કોઇ વખતે ઘણી મોટી જમણવાર હોય તો જમવા બેસ-નારાપોતે પણ પોતાને બેસવાંની જગા ઉપરનાં એ એઠાં અને ઢેડાઓથી અભડાયેલાં પતરાળાં ને લગાર દુર એ-ટલે વચમાં ખસેડી મુકેછે, અને હાથે વતી તે જગા લગા-ર સાફ કરી, અને ઘણા જણ તો સાફ કર્યા વગર ત્યાં પો-તાનું નવું પતરાળું મુકેછે; એવી રીતે બીજી પંગતના સ-ઘળા બેસનારા પાંચ દશ મીનીટમાં ચપોચપ બેશી જાયછે, અને લાગલુંજ પીરસણ ચાલુ કરવાની બુમો પાડવા મંડીજા-યછે; પાસેના તથા નીચેના એઠવાડ વીગેરેની કશી દરકાર પણ કરતા નથી; અને એવીજ રીતે ત્રણ ચાર, પાંચ પંગતો તેને તે ઠેકાણે બેશીને જમેછે; અને સઘળાઓનાં એઠ પત-રાળાં અને, એઠવાડનો ઢગલો ત્યાં ને ત્યાં થયાજ જાયછે; તેમાંથી પછી બીજા દીવસની સવારમાં એવીતો બદબો છુટેછે કે તે લખાણમાં બતાવવું મુશકેલછે, અને તે દુરગંધ પતરાળાં કાઢી નાખ્યા છતાં પણ કેટલાક દીવસ

સુધી જતી નથી; એટલું છતાં પણ બીજે દીવસે જો ત્યાંને ત્યાં જમણવાર હોય તો પેલા જમનારાઓ ઘણી ખુશીથી આગલા દીવસની માફક બેસેછે; અને ઘણીવખતે તેને તે જગાએ પાંચ સાત દીવસ સુધી લાગટ જમણવારો થાયછે, તોપણ જમનારાઓને ત્યાંની દુરગંધ અને ગલીચ જગા વિશે કશો વીચાર આવતો નથી. વળી આ ઠેકાણે મારે જણાવવું જોઇએ કે શેહેરોમાં અને મોટા ગામોમાં કેટલીક ન્યાતોવાળા વાડીઓમાં અને ધર્મશાળાઓમાં જમણવારો જમાડેછે; હવે એ જગાઓનું વાડીઓ એ નામતો કહેવાનુંજ હોયછે, તેમાં ફુલ ઝાડનું તો નામજ નથી હોતું, પણ મોટા મોટા ઓસારવાળાં મકાન હોયછે; અને તેઓ છેક અવડ અને કેટલાક ભાગમાં પડેલાં ખંડેરવાળાં હોયછે; તેઓ ઉપર રીપેર તો જ્યારે બનાવ્યા હોય ત્યારેજ થયું હોય; ભોય તળીઆની જમીનતો રસ્તાના જેવીજ ધુળવાળી હોયછે; તોપણ એટલું ખરૂં કે પોળોની પેઠે ત્યાં ધુમાડી અગર ગંદવાડ નાખવાની જગો ઉપર, અગર સંડાસ, અને ખાળ કુવાની નજીકમાં બેસવું પડતું નથી, તથા ઢેડા વગેરે લુટવા પડી શકતા નથી, તે શીવાયની સફાઇ તો પોળોના માફકજ હોયછે; એટલુંજ નહી પણ નજીકની અવડ જગાઓ અને પડીઆણ ખંડેરો (આવી વાડીઓ ઘણી વખત મારા જોવામાં આવીછે) ને લીધે, વીછી, સાપ અને બીજા જીવજંતુઓની તરફની મોટી

धारती होयछे. वळी एकने एक जगाए थती लागट ज-जमणवारोथी थती दुरगंधी तो अहि विशेष होयछे.

उपरनी सर्व हकीकत उपरे विचार करतां मालम पडशे के हिंदुलोकोनी जमणवारोमां जमवा बेसवानी जगाओ घणीज खराब होय छे, हिंदुलोकोना करतां, मुसलमान, वोहोरा, अने पारसी लोको जमवा बेसवानी जगानी सफाइ उपरे अनुक्रम प्रमाणे वधतुं ध्यान आपेछे; अने तेमने एठवाड वगेरेनो छोछ ओछी होवाथी, तथा जमनाराओनी संख्या ओछी होवाथी, सारी जगाओ मेळववाने ओछी हरकत पडेछे.—

२ जमणवारनां पात्र विशे—जमणवारनां वासणना बे भाग करी शकायछे. १ जमणनी वस्तुओ रांधवानां; २. जमनाराओने जमण पीरसवानां. पेहेली जातनां वासण विशे हिंदुलोको घणुंज थोडु ध्यान आपेछे, अने तेथी तेओ घणांज खराब हालतमां होयछे; ए वासणो मुख्यत्वे करीने, त्रांबु, पीतळ, अने लोढानां बनावेलां होयछे; सउ कोइ जाणेछे के ए धातुओ झट कटायछे तथा ते उपरनो चडेलो काट एकदम जतो रेहेतो नथी; एकाट माणसना खाधामां जवाथी शरीरने वखते नुकशान थाय छे, अने तेमां पण त्रांबानो लीलो काट जेने जंगाल केहे छे, ते तो एवो झेरी छे के जेना खाधामां आवे तेना प्राण जाय, एवुं छतां पण ते वासणोने रसोइमां लेता

પહેલાં સારી પેઠે મંજાવી સાફ કરવાની ઘણીજ ઓછી દરકાર રખાય છે, અને મોટી જમણવારોમાંતો બીલકુલ નથી રખાતું એમ કહીએ તો પણ ચાલે; કેમકે રસોઈ કરનારા કાંઈ ઘરના આદમીઓ હોતા નથી, કે તેઓ અંપજશ આવવાની ફીકરથી તેની કાળજી રાખે. પેલાઓ તો એમ ધારે કે મરશે કયાં આપણ એકલાને જમવું છે. "સૌનું થશે તે વહુનું થશે" એમ કહી જેવાં વાસણ હોય તેવાંને ઉપયોગમાં લઇ લેછે. વળી બ્રાહ્મણ શીવાયની બીજી ન્યાતોમાં જે બ્રાહ્મણો પૈશાની ખાતર રાંધવા જાયછે, તેમને તો તેમાં જમવાનું પણ હોતું નથી તેથી તેઓ તો બીલકુલ શાની કાળજી રાખે. વળી જમણની કેટલીક ચીજો ખટાશ વાળી હોય છે, અને તેને ઉપર કેહેલી ધાતુના કલાઇ દીધા વગરના વાસણમાં ઘાલે તો તરત કટાઈ જાય છે. અને તેથી તે બેસ્વાદ તથા શરીરને ઇજા કારક થઇ જાયછે. છતાં ઘણાં વાસણો કલઇ દીધા વગરનાં પણ ઉપયોગમાં લેવાય છે, અને કેટલાંકને જ્યારે તેઓ નવાં ખરીદ કરેલાં ત્યારેજ કલઇ દેવરાવેલી હોય છે, પણ તે બીલકુલ ઉતરી ગએલી હોય છતાં ફરીથી દેવરાવવાનું કોઇને સુઝતુંજ નથી; આનું કારણ જમણવારનાં સરવે વાસણ આખી નાતના સહીઆરાં હોય છે, અને તે ન્યાતમાંના કોઇને ત્યાં રખાયછે, જેને ત્યાં એક ખુણામાં કંઇક પડી

રેહે છે; અને જ્યારે કોઇને ખપ પડેછે, ત્યારે તે લેઇ જાય છે, અને પછી પાછો ત્યાં મુકી આવે છે, આ કારણને લીધે કોઇ અમુક માણસને તેની સંભાળ રાખવાની ગરજ રેહેતી નથી; અને અથડાઇ કુટાઇને થોડી મુદતમાં ખેડોળ તથા કાણાં થઇ જાય છે.

વળી તે વાસણોનો જોઇએ તેવી તરેહનો ઘાટ ન હોવાથી, તથા તેની સાથેજ જડેલાં ઢાંકણ નહોવાથી કોઇ કોઇ વખત તેમાં નાંખેલી વસ્તુ ઉપર ઢાંકવા કરવાની ગલફત થયાથી, અંદર નાનાં જીવજંતુઓ પડી બફાઇ જાય છે, અને તે કોઇના જાણવામાં ન આવવાથી હલાવતી વખત તેઓ પેલી વસ્તુ સાથે એક મેક થઇ જાય છે, અને જો કદાપી તે ઝેરી હોય તો જમનારામાંના કેટલાકના જીવની હાની થાય છે; આવી રીતના બનતા દાખલા ઘણી વખત સાંભળવામાં આવ્યા છે; છતાં લોકો તે ઉપર બીજી વખત કાંઇ પણ ધ્યાન આપતા નથી, રસોઇ કરવાનાં નાતશો વાસણો ઘણાં મેટાં મોટાં હોયછે; નાનાં વાસણો તણાઇ તથા ખોવાઇ જવાની ધાસ્તીથી કરાવતાનથી, તેમ ઘરધણી પણ એવીજ ધાસ્તીથી પોતાના ઘરનાં તેવાં વાસણો બની શકે ત્યાં સુધી કાઢતા નથી, તેથી રસોઇ કરનારાઓ તથા પીરસનારાઓને ઘણી હરેકત પડેછે; અને ઘણી વખત તેઓ દાઝે છે.

મુસલમાન તથા પારસી લોકો, એ કામમાં માટીનાં ત-

થી. કાચ (ચીનાઈ માટીનાં વાસણ) નાં વાસણ વાપરે છે; તેઓ એ કામને સર્વથી સરેસ લાયક છે. વળી જે ઠેકાણે ધાતુનાંજ વાસણ વાપરવાની જરૂર જેવું છે, ત્યાં તેવાં વાસણ વાપરે છેઃ પણ તેની અંદર તથા ઉપર કલઈ ચઢાવવાની ઘણી કાળજી રાખે છે, તથા હલકી જાતના હિંદુઓ દેશી માટીનાંજ વાસણ વાપરે છે, તેથી તે સઘળાઓ વિશે આ જગાએ ઝાઝૂ લખવા જેવું નથી.

જમવાનાં પાત્ર વિશે—ઘણી ખરી જાતના હિંદુઓજ મણવારોમાં મૂખ્યત્વે ખાખરા તથાવડનાં અનેકોઈ વખતકેળ અને કમળનાં પાંદડાંનાં પતરાળાં, દડીઆમાં જમેછે; આ જાતના પાત્રો કેટલીક રીતે જોતાં ઘણાં પસંદ કરવા જોગછે; કેમકે તેઓ સફાઈમાં પણ ઠીક હોયછે, અને તેમાં ધાતુના વાસણની પેઠે કટાતું નથી, વળી સસ્તી કીમતનાં એટલે સૌનેથોડી કીમતમાં નવાં નવાં પુરાં પાડી શકાયછે; ધાતુનાં વાસણો સઘળાને જુદાં જુદાં પુરાં પાડી શકવાં મુશકેલ છે, તેથી પેહેલી પંગતવાળાનાં જમેલાં એઠાં, સેજ સાજ સાફ કરી બીજાને મુકવાં પડેછેઃ જો કે શ્રાવક લોકો જીવ હીંસાની ધાસ્તીથી ઉપર જણાવેલી જાતનાં પતરાળાંમાં જમતા નથી, [1]કાંસાંની થાળી વાડકામાં

[1]વેદ ધર્મ માનનારાઓમાંના ઘણા ખરા કાંસાના તથા ત્રાંબાના વાસણમાં જમવામાં ધર્મનો બાધ ગણેછે, તેનું ખરૂ કારણ શું હશે તે સમજાતું નથી; પણ હું ધારૂછું કે એ વાસણોમાં મુકયાથી જમણના ગુણમાં તથા સ્વાદમાં બગાડ થતો હશે.

જમેછે; પણ એથી જમવાની જગા આગળ ઘણી ગંદકી થાયછે, તથા અડધાં એંઠા વાસણમાં જમનારને પણ સુગ ચડે, વળી તે ખોવાયા ચોરાયાની પણ ધાસ્તી ખરી, તેમ પતરાળાંને વાસ્તે એટલી હરેકત છે કે, તેનો એક ઠેકાણે ઢગલો થવાથી તે બીજા દીવસની સવારમાંજ એટલે ગામ બાહાર દૂર કાઢી નંખાવવાની અગાઉ કોહાને ગંધાઇ ઉઠેછે, અને તેથી આસપાસની જગા ઉપર કેટલીક મુદત સુધી હવા ગંધીલી રહેછે.

પારસી તથા મુસલમાનો, દેશી તથા ચીનાઈ માટીનાં વાસણમાં જમેછે તે સૌથી સારાં છે, પણ તે હિંદુઓની મોટી જમણવારોમાં પુરાં પાડી શકાય નહીં, તેમ હિંદુઓ આભડ છેટને લીધે તેમાં જમે પણ નહી.

૩ જમણ—હિંદુઓના જમણની મૂખ્ય વસ્તુઓ ઘણું કરીને ઘઉ, ઘી, ખાંડ, સાકર ગોળ તથા દુધ અને કેટલીક વનસ્પતી, એ ચીજોની બનેલી હોયછે; તે સઘળી વસ્તુઓની તેઓ જુદા જુદા પ્રમાણોમાં મેળવણી કરીને અને તે ઉપર જુદી જુદી જાતની ક્રીઆઓ કરીને અનેક જાતની ખાવાની વસ્તુઓ બનાવેછે; તે વસ્તુઓ સ્વાદે ઘણી મીઠી અને લેહેજત દારહોયછે; અને માફક સર ખાય તો પુષ્ટી કારક પણ હોયછે. હિંદુઓની જમણવારોમાં જમણ પાછળ હજારો રૂપીઆ ખરચ થાયછે, તો પણ સાધારણ રીતે હિંદુઓનાં ખાણાં સાદાં કહેવાયછે, અને

એ વાત કંઇક ખરી પણ જણાયછે; કેમકે તેમની જમણ-
વારોમાં જે હજારો રૂપીઆ ખરચ થાયછે, તે ઘણા મા-
ણસોની સંખ્યાને લીધે થાયછે, બાકી ગમે તેવું સરસ;
જમણ હોય, પણ માથા દીઠ એક રૂપીઆ કરતાં વધારે
સરાસરી ખરચ આવતું નથી.

મુસલમાનતથા પારસીનાં ખાણાં ઘણાં કીમતી થાય છે.
એવું કહેવાય છે કે દુનિઆમાં સર્વ કરતાં મુસલમાનોનાં
ખાણાં ઘણાંજ સ્વાદીષ્ટ અને લેહેજતદાર થાયછે; તેઓ
ઉપલી ચીજોની સાથે માંસનો ઉપયોગ કરેછે, તથા પકા-
વવામાં ઘી અને કીમતી મશાલાનું ઘણું જોર હોયછે.
પારસીઓનાં ખાણાં ઘણાં કીમતી થવાનું કારણ પણ મુ-
સળમાનના જેવુંજછે, વળી તેઓતે સાથે દારૂ પણ પીએછે
તે ઘણો મોઘો હોયછે.————મોટાં શેહેરોના
લોકો નાના પ્રકારનાં પકવાનો અને તેવીજ જમણની બીજી
ઉમદી ચીજોને તથા તરેહ તરેહવાર જાતની સ્વાદદાર શાક
ભાજીઓને પસંદ કરેછે! અને મોટાં ગામો તથા ગામ-
ડાના લોકો ફક્ત ઘીનેજ વધારે પસંદ કરેછે, મતલબ કે
જમણની જે વસ્તુમાં "ઘી" ઘણું સમાયલું હોય અથવા
જેમાં પોતે પોતાને હાથે ઘણું ઘી સમાવી શકે, તેને વધારે
ચહાયછે; અને તેવું જમણ કરનારને યશ પણ મળેછે,
પછી જમવાની ચીજો ગમે એવી સાદાને સ્વાદ વગરના
હોય તેની તેમને ઝાઝી દરકાર નથી હોતી; કાઠીઆવાડમાં

કેટલેક ઠેકાણે ગમે તેવું જમણ કર્યું હોય, પણ તે સાથે બા-
ફેલા કોરા મગ ન મુકયા હોય તો તે જમણવાર કરનારને
બીલકુલ યશ મલતો નથી, કેમકે તે લોકો તે મગની સાથે
ઘણુંજ ઘી ખાયછે. એ મગ તેઓ ભાતને ઠેકાણે ખાયછે,
કેમકે તેમની જમણવારોમાં ભાત કરવાનો ચાલ નથી;
તેમના ખાણાનો સ્વાદ જોયો હોયતો, તેવું શેહેરનાં ઢોર પ-
ણ ન ખાય; વળી શાક તો જવલેજ હોય. ટુકામાં શેહેરો
શીવાય બીજે તમામ ઠેકાણે, સ્વાદ, મીઠાશ, અને લેહજ
ત કરતાં ફકત "ઘી" નેજ ઘણા ચહાયછે. તેઓને કો
ઈ પ્રસંગે શેહેરમાં જમવા જવાનું થાય તો ત્યાંનું ગમે
એવું ઉમદા જમણ હોય તો પણ તેમને "ઘી" વગર
લુખું લાગેછે, અને કહેશે કે એને શુંકરે? એમાં કાંઈ પો-
હોંચે બોળાયો? આ ઉપરથી એમ ન સમજવું કે શેહેરો
માં પણ ફકત ઘીને પસંદ કરે એવા નથી. એક વખત
અમદાવાદમાં કોઈ પૈસાદાર ગ્રહસ્થને ઘેર જમણવાર હ-
તી, ત્યારે પોતે પોતાની આબરૂ પ્રમાણેનું જમણ કરવાના
વીચારથી જમણમાં જલેબી, કણસાઇ વગેરે પાંચે વાની-
નાં પકવાન કરાવ્યાં, એવી ઈચ્છાર્થાકે આ જમણથી
આપણને સારો જશ મળશે; હવે પંગતમાં જમણ પીર-
સાઈ રહેવા આવ્યું, અને ચાલતું કરવાની તૈયારી થઈ
એવામાં કોઈ નાની ઉમરના છોકરાએ અણસમજમાં
પોતાની પાસે બેઠેલા પોતાના ઘરડા દાદાને પુછ્યું. દાદા

હજુ ઘી કેમ ન આવ્યું? તે સાંભળતાંજ પેલા ડોસાએ મોં ફેરવી મોટે ધાંટેથી કહ્યું "[1]જો ઘી મળતું હોયતો આવું લુખ્ખુ જમણ કરે?" ભાગ જોગે તે બોલ પેલો ગ્રહસ્થ મેડાના કઠેરામાં બેઠો હતો તેણે સાંભળ્યો, અને સાંભળતાં વારનેજ કેહેવડાવ્યું કે ભાઇઓ કોઈ જમવા માંડસો નહીં જરા ધીરજ ખમો, એમ કહી લાગલુંજ કઢઈઆમાં ઘી ઉનું કરાવી તાંબડીએ તાંબડીએ ફેરવ્યું; પછી ઘણા ખરાએ તે પકવાનનો ભુકો કરી માહે ખુબ ઘીનાખી થાબડી કરી ખાધું એવી રીતના "ઘી"+ના શોખી ભગતો આ પ્રાંતમાં પડેલા છે,

કોળી, ભીલ, ભોઈ, બાવચા. વીગરે નીચ વર્ણના લોકોમાં ફક્ત એકલા દારૂ, તાડીની જમણ વારો ઘણી થાય છે, તેઓની જમણ વારોના ખરચની ગણતરીમાં પ્રથમ આટલા રૂપીઆનો દારૂ, તાડી થઈ એમ ગણે છે. શેહેરમાં લોકો આટલા મણ ખાંડ ધોવાઈ, અને ગામોમાં આટલા મણ ઘી વર્યું. એ એકલું ફક્ત જમણ વારોનો ખરચ

---

[1] ઘણો બે અદબી શબ્દ બોલ્યો.

+ માણસને પોતાના શરીરના આધારને સારૂ વનસ્પતી તથા જાનવરી ખોરાક ખાવાની જરૂરજ છે; હવે જે લોકો માંસ નથી ખાતા તેમને જાનવરો ખોરાકને માટે વધારે ઘી ખાવાની જરૂર છે, અને તેથીજ લોકો ઘી શબ્દ સાંભળતાંજ ઘેલા ઘેલા થઇ જાયછે.

બતાવવામાં મુખ્યત્વે કરીને જણાવે છે.

૪ જમનારનો પોશાક—હિંદુઓમાં ધર્મ તથા આચાર વિચાર પાળવામાં બ્રાહ્મણોની ન્યાતી શ્રેષ્ઠ ગણાય છે. તેમાં પુરૂષો જમવા બેસતા અગાઉ શોળે થાય છે, એટલે નહાઈ ધોઇને અબોટીયું પેહેરે છે. ( કેટલાક પોતાને ઘેરથીજ શોળે થઇને જાય છે, અને કેટલાક જમવાને ઠેકાણે થાય છે, પણ મોટી જમણ વારોમાંતો ઘણું કરીને બધાએ ઘેરથીજ થઇને જાય છે.) અને પછીથી પોતાના જેવા શોળે થયા હોય તે શીવાયના બીજા કોઈ માણસને તથા તેવી કોઈ પણ વસ્તુને અડકતા નથી, જે જાતનાં લુગડાં શોળે થવામાં ઉપયોગમાં લે છે, તે રેશમ ઉન, અગર શણનાં, બનેલાં હોય છે, અને ફકત એજ વસ્તુઓનાં પવીત્ર ગણાય છે; સુતરનું લુગડું જો બીલકુલ ભીનું પહેર્યું હોયતો ચાલી શકે છે, હાલમાં કેટલાક ફાંકડા જવાનીઆઓ વખતે સુતરેલ રૂમાલો હાથમાં રાખવા લેઈ જાય છે, તથા કેટલાક નહાયા વગર પણ અબોટીયું પેહેરીને જમવા જાય છે ખરા, અને તેમને વિશે જરા ચરચા થાય છે, પણ બીજા નહાઇને શોળે થએલાની સાથેજ તેઓ જમવા બેસે છે.

બ્રાહ્મણોની બાયડીઓ જોકે બીજે વખતે મરદ કરતાં વધારે પવીત્રાઈ રાખે છે, પણ જમણ વારમાંતો સધળીઓ બીલકુલ નહાયા વગરજ ઉપર લખેલી ત્રણ જાત

માંના લુગડાં પેહેરીને જાય છે.

વાણીઆઓની ઘણી ખરી ન્યાતોમાં મરદો ઉપર જણાવેલી ત્રણ જાતનાં એટલે રેશમ, ઉન, અને શણનાં લુગડાં પેહેરી ઓઢીને જાય છે, તથા કેટલાક જણ તરતનાં ધોયલાં, અગર ધોયલાં પેહેર્યા પછી કેડેથી ઉતર્યા ન હોયતો તેવાં સુતરનાં પણ પેહેરીને આવે છે; વળી હમણાં હમણાં કેટલાક સુતરેલ રૂમાલ હાથમાં રાખીને તથા કેટલાક મહારાજના આપેલા વગર ધોયલા નવા ઉપરણા પણ ઓઢી લાવે છે. જમણવાર કરનારના ઘરનાં મરદ અને સ્ત્રીઓ તો ગમે એટલા દીવસ ઉપરનાં ધોએલાં સુતરેલ લુગડાં પેહેરીને પંગતમાં પીરશી શકે, અથવા ફરી શકે. તેમનામાં બાયડીઓતો ગમે તે જાતનાં અને ગમે એટલા દીવસ ઉપરનાં ધોયલાં અગર કોરાં લુગડાં પેહેરીને જમવા આવે છે, તેઓમાં બ્રાહ્મણોની પેઠે નહાવાનો ચાલ નથી.

શ્રાવકો, કણબીઓ, અને બીજા ઘણી ખરી જાતના હિંદુઓતો સુતરેલ અને દર રોજનાં પેહરવાનાંજ તમામ લુગડાં પેહેરીને જમવા જાય છે; પણ જમતી વખત ફક્ત પાઘડી અને જોડા કાઢીને પછવાડે મુકે છે. એમની બાયડીઓ કવચીત રેશમી વગેરે લુગડાં પહેરે છે, પણ તે પવીત્રાઇને માટે નહીં—શોભાને માટે.

મુસલમાન તથા પારશીઓ ગમે તે જાતનાં અને દરરોજ બહાર જવા આવવામાં જેટલાં લુગડાં પહેરતા હોય તેટલાં સઘળાં લુગડાં પહેરીને જાય છે, પણ તે ઓ ઘણાં સફાઈદાર અને ચોખ્ખાં હોય છે.

સઘળા લોકો ઘણુ કરીને જમવા જતી વખતે પોતાના શરીરને શોભાવવાને તથા પૈશાની છત બતાવવાને પો. તાનામાં જે વસ્તુનાં લુગડાં પેહેરતાં હોય, તેમાંનાં સરસમાં સરસ અને વધારે કીમતી જે પોતાના ઘરમાં હોય તે પેહેરે છે; વળી હીંદુ લોકોમાં સારાં લુગડાં કરતાં ઉપર જણાવેલી મતલબને લીધે સોનાં રૂપાનાં ઘરેણાં પેહેરવાનો ઘણો ચાલ છે, અને તેમાં સ્ત્રીઓ તથા છોકરાંતો ઘણુંજ ઘરાણું પેહેરે છે; ઘણા ગરીબ પુરૂષોનાં અંગ ઉપર ઘરાણું નહી હોય, પણ કોઇએ સ્ત્રી બીલ કુલ ઘરાણા વગરની નહી હોય. કોઇના ઘરમાં પુરૂ ખાવાના સાંસા હશે પણ તેની સ્ત્રીએ ગમે તેમ કરીને જમણ વારને ટાંણે પેહેરવા સારૂ બે ઘરાણાની જણસો કરાવ રાવી હશે—વળી દીવસે દીવસે કેટલાંક સ્ત્રી પુરૂષ ફાંકડાં અને રૂપાળાં દેખાવા ઘણા અમર્યાદ અને નીર્લજ પોશાક પેહેરે છે. હિંદુલોકો જે જે ચીજોને પવીત્ર અને અપવીત્ર માને છે, તે નક્કી કયા ધોરણ ઉપર છે તે

કહેવું મુશકેલ છે+ અને તેજ મુજબ જમવા જતી વ-
ખતે પહેરવાના પોશાકને માટે પણ છે. રેશમ જે એક
જાતના કીડાના મોંમાંની લાળ છે, તથા તે ઉપરની ઘણી
ખરી ક્રીયા પરદેશમાં અને પરદેશી લોકો જેમને હિંદુઓ
મ્લેચ્છમાં ગણે છે તેના હાથથી થાય છે, તથા તે ક્રીયાઓ નં-
જરે જોવામાં આવે તો ચીતરી ચડે, તેનાં લુગડાં, તથા ઉન
જે ઘેટાં તથા બકરાંના શરીરના વાળ છે તો, તેના વિશે
પણ બાજી હકીકત ઉપરના જેવી છે, તેનાં લુગડાંને
પવીત્ર ગણે છે; અને તે ગમે તે એટલી મુદતનું ધો-
યલું હોય, તથા ગમે તેટલી વાર પેહેરેલું હોય, અને પે-
હેરીને રસ્તામાં ચાલતાં, ચામડાં, ચોથરાં, વગેરેને અ-
ડકાયું હોય, છતાં તેને બીજી ફેરે પેહેરવામાં કશો બાધ

+હિંદુઓ જેને પવિત્ર અપવિત્ર તથા બાધ વગરબા-
ધ ગણેછે, તેનું નક્કી ધોરણ બાંધી શકાતું નથી, પણ
ઘણી બાબતોનો તપાસ કરતાં માલમ પડેછે કે તેઓએ
જે વસ્તુઓ ઘણી કીમતી, અને સેહેલથી મળી શકે નહીં
તથા જેના વગર ચાલેજ નહીં તેને પવીત્ર અને બાધ
વગરની ગણી છે; તેઓ એકને એકજ વસ્તુને એક જ-
ગાએ પવીત્ર અને બીજી જગાએ અપવીત્ર ગણે છે,
તેના દાખલા, તથા તે સંબંધીનાં નજીવાં અને હસવા
સરખાં કારણ સાંભળીને સમજુ લોકોને અને તેમાં વિશે
ષે કરીને પરદેશીઓને આશ્ચર્ય લાગે છે.

ગણાતો નથી; અને સુતર જે છોડને મથાળે થાયછે તથા આપણા દેશનીજ પેદાશ છે, તેને અપવીત્ર ગ- ણે છે; અને તેનું લુગડું તરતનુંજ ધોયલું સુકવ્યું હોય, છતાં તેને કોઈ ઘરનુંજ માણસ જે શોળે થયા વગર હોય ને તે અડકયું હોય, અગર બીજી કોઈ તેવી ચીજનો સ્પર્ષ થયો હોય તો, તો તે જમતી વખત પેહેરવાના કા- મમાં લેઈ શકાતું નથી. વળી શણ જે સુતરની પેઠેજ જમીનમાંથી ઉત્પન્ન થાય છે, તેને પવીત્ર ગણ્યું છે; તેઓ જમવાનાં વસ્ત્ર પેહેર્યા પછી ચામડાના જોડા પેહેરતા નથી પરંતુ જમણ વારમા પંગતની વચે થઇને શોળે થયેલા માણસો ઘીનાં કુલ્લાં ઉચકી રસોઈખાના આગળ લેઈ જાયછે, તેમાં કશો બાધ ગણાતો નથી. તેમજ વાણીઆ વગેરેની જમણ વારોમાં પંગત વચે થઇને કોઇને રોજ પેહેરવાનાં લુગડાં સાથે જવા દેતા નથી, પણ બ્રાહ્મણ, વાણીઆ કે કોઈ તેવી ઉંચી જાતનો માણસ હોય, અને તે પોતાની પાઘડી તથા જોડા જો હાથમાં ઝાલીને જાયતો તેને જવા દેછે, એવીજ રીતના બીજા ઘણાજ દાખલા છે, જે સઘળા અહી લખવાની જગા નથી.

વળી જે બાબતોને વાસ્તે તેમનામાં સખત મનાઇ છે, તેમાં પણ સમય પ્રમાણે ઘણુ પોગળ થઇ ગયેલું છે. વ ળી રેશમ; શણ અને ઉનના વસ્ત્રો પવિત્ર ગણાય છે પરંતુ તેની બંડી કે અંગરખું, અથવા પાઘડી, ટોપી

કે સોળું પેહેરીને જમવા બેસાય નહિ, માત્ર અબોટીયુંજ પેહેરાય છે; તેથી તે સર્વને બોડે માથે ને ઉઘાડે અંગે બેસવું પડેછે. નાતમાં જમવા જવાને એજ વેશે રસ્તા માંથી જાય છે.

હિંદુલોકો જેમ ઉપરની બાબતોમા જણાવેલી હરકતોને મોષ્ટાન જમવાના લાભની અંદર લેખવતા નથી. તેમ તેની સાથે જમતી વખતે ઢેડીઆ, ગાયો, કુતરાં, સમળીઓ વ ગરેથી થતી ઇજાની પણ દરકાર રાખતા નથી. ઘણી ખ રી નાતોની જમણવારોમાં પતરાળામાં જમવાનો ચાલ હોવાથી, તથા છેક છેલ્લો ભાત જમવાનો રીવાજ હોવાથી જમનારાઓનું પાછળથી જમણ ઉપર ઝાઝું લક્ષ હો તું નથી, અને તેથી ઝટલેઇને જેમ જમી રહેતા જાયછે, તેમ ઉઠી ઉભા થતા જાયછે, અને એરીતે પાંચ પચીશ જણને ઉઠેલા જુવે કે તરત નાકે જે ભીખારીઓનું મો- ટું ઝુંડ ટાંપી ઉભુ રહ્યું હોયછે, તે રહેલું એઠું સાંભરી લેવાને મસ્તાન જેવા થઈ ધશી આવેછે, અને તે વખતે જો કદાપી એકાદ બેજણ તેમને ખાળવાની કોશીસ કરેછે તો પણ તે ફોકટ જાયછે. આ ભીખારી લોકો ગામોમાં ઘણું કરીને શાવળીઆ, બરથરી, વાઘરી વગેરે નીચ જાતનાં સ્ત્રી પુરૂષો હોયછે, અને મોટાં શેહેરોમાં તેમ ની સાથે ઢેડીઆઓ ઘણા હોય છે. ઢેડ શીવાયની બીજી નાતોના લોકોને પણ ઉચી જાતના હિંદુઓ અને વિશે

ષે કરીને તેમની બાયડીયો અડકતી નથી, અને કદાપી અડકાય તો નાહી નાખેછે; અને ઢેડની જાતનો સર્વથી નીચી ગણાય છે, તેમને તો કોઇપણ જાતના હિંદુઓ અડતા નથી, એટલુંજ નહી પણ કેટલાક તો તેમની પરછાયો પણ લેતા નથી; એ સઘળા લોકો એકદમ જાણે ધાડ પડતી હોય તેમ એવો તો ધસારો કરેછે કે, તે વખતે તેમના ઉપર પડતા મારની, તથા કેટલાક જમતા હોય તથા કેટલાક મોં ધોતા હોય તેમની, તથા અડફટમાં આવતાં છોકરાંની અને વચમાં પડેલાં પીરસવાનાં વાસણોની કંઇપણ દરકાર કર્યા વગર પતરાળામાંનું એઠું ઉશેડતા ઉશેડતા છેક રસોઇખાના સુધી પહોંચી જાય છે. અને તે વખતે તેમની માહો માહેની લડાઇ તથા એઠવાડની ફેકાફેક અજાણ્યાને તાજુબીની સાથે ઘણો કંટાળો ઉપજાવે છે; વળી આ વખતે પેલા જમી ઉઠેલાની પણ અભડાવાની દેહશતથી નાશા નાશ થઇ રહેછે, કેટલાક બાવકી ભગતો ગમે એટલી નાસવાની યુકિતઓ કરેછે, તો પણ તેઓ પેલા મહા પુરૂષોનો સ્પર્ષ થયા વગર કોરા રહી શકતા નથી, અને સઘળાઓની સેળભેળ તથા ધકાધકી થાય છે. જો આ વખતના દેખાવની કોઇ ફોટોગ્રાફરે છબી પાડી લીધી હોય તો તે ખરેખરી જોવા લાયક થઇ પડે—દરરોજ આવી તરેહના બનાવ બનવાથી ઘણાકને તેમની છીટ રેહેતી નથી, અને તેથી કેટલાક છાશ ભાતના વધારે શોખીઓ

હોય છે, તથા જેમને ભાત થોડો આવ્યો હોય છે, તે તો પેતાઓને જમકાવી દુર રાખતા જાય છે, અને કોળીઆ ભરતા જાય છે: કેમકે એમ ન કરે તો તેમને ભુખે ઉઠવું પડે, અને એમ કરવું તો તેમને દરરોજ પાલવે નહી. ખરૂં પુછો તો એ છેલ્લી વારકા ભાતના જમણમાં ઘણી જ ઉતાવળ થાય છે. મુખ્ય જમણ જમતાં દોઢ બે કલાક થાય છે, તો ભાતનું પાંચ સાત મીનીટમાં પતી જાય છે, વળી પેલા હુમલો કરનાર ભીખારીઓ પણ દીનપર દીન પોતાના કામમાં વધારે ઉતાવળ કરતા જાય છે, એ કાદ વાર થોડો થોડો ભાત પહોંચ્યો ન પહોંચ્યો કે લાગલા જ એક બે જણ સાચવનારની નજરે ચુકાવી અંદર ઘશી જાય છે, અને તેને મારવા તથા પાછા હઠાવવા પેલા પાછળ જાય, કે તરતજ બીજી તરફથી બીજા સઘળાઓ ધશી જાય છે; એટલે પેલા સાચવનારા જે એકાદ બે જણ હોય છે, તેમનું કાંઈ ચાલતુ નથી; આથી કરીને સઘળા જમનારાઓ પેલા નીચ લોકોનો સ્પર્શ કરીને તથા વખતે ધકા ખાતા ખાતા તથા પેલાઓનાં ચાંપેલાં પતરાળાં તથા એઠવાડ ઉપર થઈ ઘેર ચાલ્યા જાય છે, અને પેહેરેલાં પવીત્ર અબોટીઆં, શાલો વગેરેની ગડીઓ તથા પાટલીઓવાળી બચકા અગર પેટીઓમાં બીજાં લુગડાના સાથે મુકીદે છે, અને તેને તે ફરીને પાછાં શોળે થવાના કામમાં ખપ પડે ત્યારે પેહેરવાને કાઢે બા

ધ લેવાતો નથી; પણ ઘરની અંદર જો તેવી રીતે બ
ન્યું હોય તો, એટલે તે પેહેરીને શૌચે થયા પછી કશાને
ભાગજોગે અડકાય તો તે અબોટીયું પખાળી નાખે છે તથા
પોતે નાહી નાંખે છે, અને જમતાં જમતાં પણ કોઈના
હાથ વગરનો અડકે અગર કોઇ તેવી વસ્તુનો સ્પર્શ થા
ય તો લાગલો ભાણા ઉપરથી ઉઠી જાયછે. અને રેહેલું
જમણ ફેકી દેવરાવે છે; એવા ધર્મ ભગતો પણ જમણ
વારને દીવસે છેક નીચામાં નીચી આભડછેટને પણ બી-
લકુલ ગણકારતા નથી, તેઓ કહેછે કે "હાય નાતતો ગં
ગાનો પ્રવાહ છે. નાતમાં આભડછેટ હોય નહીં"

આ ઉપરથી વાંચનાર સાહેબોના ધ્યાનમાં આવશે કે
ધર્મ ઘેલા હિંદુઓ મતલબની વખતે કેવાં બાધ અ-
બાધનાં ખોટાં બહાનાં ગોઠવેછે. ઉપર જણાવેલી
ભીખારીઓની ધાડમાં અને જમનારાઓની નાશ ભા-
ગમાં તથા ઉતાવળમાં ઘણાઓના લોટા વગેરે રહી જાય
છે, તથા નાનાં છોકરાં અને ઘણી વખત મોટાં માણ-
સની પણ ઘરાણાંની જણસો પડી જાય છે, જેનો ફરીથી
પતો પણ લાગતો નથી, એ વીગેરે બીજુ ઘણું નુકશા
ન થાય છે.—

વળી ઉપર કહેલી ભીખારીઓની ધાડની સાથે ગાયો,
ગોધા, ગધેડાં, કુતરાં, તથા ભુંડ વગેરેની ધાડ પણ દોડી
આવે છે, કેમકે દરેક મેહેલામાં એ જનાવરોની કેટલીક

સંખ્યા હરાયું ખાવાને રઝળતી ફરતીજ હોય છે; તે સ-ઘળાં જમણવારને ટાંકણે નાકા આગળ ભેગાં થાય છે, અને સાચવનાર જો બરોબર જાપતો ન રાખે તો જમતાં જમતાં પણ ધશી આવે, પેઝી મનુષ્યની ધાડતો છેક જમનારાઓના ઉપર જધન પડતી નથી, તથા મારથી પણ ડરે છે; પણ આ જાનવરી ધાડતો એ વખતે તે કશાને લેખવતોજ નથી અને પોતાનાં શીગડાં તથા પાટુ વગેરેના સાધનથી જ્યાં ત્યાં જગ્યા કરે છે. ઘણી વખત તેમની અડફટમાં નાનાં છોકરાં, તથા ડોસાં ડગરાં જેમનાથી ઝટ નસાતું નથી તેઓ છુંદાઈ જાય છે, અને કોઈ વખત તેઓના જાન પણ જાય છે. ઘણી વ-ખતે કુતરાં તો જમતી પંગતની અંદર પણ દોડી જાય છે, અને તે વખતે જમનારાઓના "હડે હડે" ના પો-કારથી તે બીચારૂં એક છેડેથી બીજે છેડે નીકળી જાય છે અને કવચીત જો લાગ આવેતો, કોઈના ભાણામાંથી લગાર ખાતું પણ જાય છે; હિંદુ લોકો કુતરાંને અપ-વીત્ર ગણે છે, તેથી તેને જમતી વખતે અડતા નથી; અને કેટલાકતો બીજે વખતે પણ અડતા નથી, છતાં આ વખતે તે સબંધીનો કાંઈ બાધ ગણાતો નથી, અને મશકરીમાં સઘળાઓ કહેછેકે "એતો નહાઇને આવ્યું છે, જવાદો." આ શીવાય વળી જમતી વખતે સમળી વગેરે પક્ષીઓના તરફની પણ ગણી પીડા ખમવી

પડે છે; એ જનાવરો જમણના વાસથી ચેતીને જમણ-વારના ઠેકાણા આગળનાં ઘરોની પાંખો ઉપર આવીને બેસેછે, અને વખતે વખતે પીરસેલાં ભાણાં ઉપર, તથા પીરસવાને સારૂ લેઈ જવાની વસ્તુઓ ઉપર પોતાની પાંખોનો તથા ચાંચનો અને નહોરનો પ્રહાર કરી, જમણની લેઈ જઈ શકાય એવી વસ્તુઓ ઉચકી જાય છે; સમળી-ઓના ઝપાટા એવાતો વાગેછે કે, ઘણી વખત પીરસનારા-ઓના હાથમાંના જમણ ભરેલાં વાસણ નીચે ધબાક લેઇને પડી જાયછે, અને તેમના તીણા નહોર ભોકાવાથી હાથ વગેરે અંગોને ઘણી જબરી ઇજા થાય છે. એ હુમલા જુદાં જુદાં જનાવરોના તરફથી જુદે જુદે વખતે અને જુદે જુદે ઠેકાણે થાય છે, તેથી તેમનો અટકાવ કરવો બહુજ મુશકેલ પડે છે.—

એ રીતે જમણવારમાં જમનારાઓને તથા પીરશના-ઓને તથા ઘરધણીને અનેક તરેની હરકતો, પીડાઓ, ભ્રષ્ટા ભ્રષ્ટ, અને નુકશાન થાય છે, પણ તે સઘળું મીષ્ટાન જમવાની લાલચથી મુગે મોઢે તથા આંખ આડા કાન કરીને ખમ્યાજ જાય છે, અને તે જાણે હતુંજ નહીં એમ બીજે અવસરે ગણે છે.

---

## સાંધણ.

**પાછળ જણાવેલી બાબતો વિશે દક્ષણી લોકોમાં કેવો રીવાજ છે તે વિશે ટુકામાં વિચાર.**

આપણા પ્રાંતમાં ગાયકવાડી તથા પેશવાઈ રાજ્ય થયા પછીથી આ લોકોની કેટલેક ઠેકાણે વસ્તી થઈછે, અને તેમનામાં પણ કેટલેક દરજ્જે જમણવારો કરવાની રીવાજછે તેથી તે સબંધીના તેમના ચાલ તથા રીતભાત આપણા જોવામાં આવેછે; અને તેઉપરથી માલમ પડેછે કે એ લોકો ઉંચી જાતના હિંદુ છતાં, તેમની રૂડી ગોઠવણને લીધે તેમને ગુજરાતીઓના જેટલું દુખ તથા નુકસાન વેઠવું પડતું નથી.

૧ આ લોકોમાં આપણા જેટલાં જમણવાર કરવાનાં ટાણા નથી, અને જેછે તેમાં પણ જે ઉપર જમણવારે કરવાનો "કર"છે એવું એકે નથી; હરેક ટાણે દરેક માણસ પોતાની ખુશીમાં આવેતો જમાડેછે, અને તેમાં પોતાની શકિત મુંજબ ખરચ કરી શકે છે, તથા નજરમાં આવે તેટલાં માણસ જમાડી શકેછે. સમુળગી ન કરનારની આપણી પેઠે હલકાઈ ગણાતી નથી, અથવા તેને કોઇ મેણું દેતું નથી.

૨ એમનામાં પાંચસો અથવા હજાર માંણસની પંગત જમવાની હોય તો પણ તે સર્વને માટે બેસવા સારૂ મંડપ અથવા માંડવો કરવો પડેછે, ને ત્યાં આગળની જ-

મીનને વાળીઝાડીને સાફ ચંદની જેવી કરેછે, સર્વને બે- સવાસારૂ પાટલા પુરા પાડવા પડેછે, તથા જમવાનાં આ- સન મુકવાની જગાએ રાંગોળી એટલે જુદા જુદા રંગના ભુકાથી તરેહ તરેહ વારનાં ચીત્ર પુરીને શોભા કરવી પડે છે, ટુંકામાં તે સર્વ વાતે સુખ દાયક અને પ્રતિષ્ઠીત કરવી પડેછે; વળી એક પંગત ઉઠયા પછી તે જગા સાફ કરવાને ×
સંસુ ધ્યાન આપવામાં આવેછે.

૭ એમનામાં ઉપર ઘી પીરસવાનાં જમણ કરેછે, અ- ને તેમના બ્રાહ્મણો પણ આપણી પેઠે ઘીના ઘણા શો- ખીનછે ખરા છતાં એટલું તો ખરૂ કે એમની રસોઇ ઉ-

× કોઇના મનમાં કદાપી એમ આવશે કે એ લોકોના- માં આપણી પેઠે હજાર બેહજાર માણસની જમણવાર નહીજ થતી હોય તેથી આ મુજબની ગોઠવણ કરવાનું તેમને પાલવતું હશે; પણ તેમ નથી તેમનામાં એ ઘણા શ્રીમંત હોયછે, તે ઘણા માણસોને જમાડે છે; પણ ત્યા- રે તેઓ સઘળાને એકે દીવસે નજમાડતાં વારો ફરતી થોડાં થોડાં માણસોને જમાડેછે; પણ આપણી પેઠે રસ્તા- માં બેસાડીને તેમને જમાડતા નથી, થોડા દીવસ ઉપર ગોવાલીઅરવાળા શીંધીઆ સરકારનાં મા મરી ગયાં ત્યારે એ મુજબનીજ ગોઠવણથી હજારો દક્ષણીઓને જમાડયા હતા.

જમ થાવછે, તથા તેમાં તરેહ તરેહ વારની વાનીઓ પણ ઘણી કરેછે.

૪ તેઓ રસ્તા વચે બેશી જમવામાં ઘણું હલકું સમજેછે, તેથી ઢેડ, કુતરાં, ગાય, સમડી, વગેરેના તરફની તેમને હરકત પહોંચતી નથી.

૫ પોરસવા વિગેરેની ગોઠવણ તેમની ઘણી સરસછે, તેથી તથા જમતી વખત ઉઠી ઉઠીને જવાનો તથા બુમો પાડવાનો તેમનામાં ચાલ નથી તેથી જમનારા તથા જમાડનારાઓને ઘણું સુખ પડેછે.

## બાબત. ૪ થી.

## જમણવારેનો ખરચ અને તેથી થતા ફાયદા, ગેરફાયદા. જમણવારેનો સારો ઉપયોગ.

આપણા પ્રાંતમાં પાછળ બીજી બાબતમાં બતાવ્યા મુજબ સારાં તેમજ નરસાં ટાણાં ઉપરે જમણવારો કરવાનો ચાલ હોવાથી, તથા તેમાં નાનાપ્રકારનાં ઉમદા ભોજનો કરવાથી, દર વર્ષે લાખો રૂપીઆનો ખરચ થતો હશે, એતો સઉ કોઇના અટકળવામાં સેહેલથી આવશે. એવડી મોટી રકમ બીજી રીતે ખરચાવાથી દેશને જે અમુલ્ય ફાયદા થઇ શકે તે. આમાંથી ન થતાં ઉલટા ઘણાક ગેરફાયદા થાય છે. એટલું તો ખરૂ કે હરેક કામ અથવા બાબતને અંગે ફાયદા, તેમજ ગેરફાયદા બંને સાથે વળગેલા હોયછે, પરંતુ સઘળામાં બંનેનું જોર બરાબર

હોતું નથી, અને તેથી જેની અંદર જેનું જોર વધારે તે મુજબ તે ફાયદાકારક અગર ગેરફાયદાકારક કહે- વાયછે; તેજ મુજબ જમણવારના ચાલને અંગે કેટલાક ફાયદા પણ વળગેલાછે, છતાં તેથી જે ગેરફાયદા થાયછે, તેના આગળ તેઓ કાંઈ વીશાદમાં નથી. સબબ ન્યાત વરાનો હાલનો ચાલ પરીણામે દેશને ઘણો નુકશાન કારક છે, એમ હું કહી શકુછું.

વાંચનારાઓને તુલના કરવા આ નીચે તે ફાયદા તથા ગેરફાયદા ટુંકામાં લખુછું.

## ફાયદા.

૧ જમણવારોમાં જે મોટી રકમ દરવર્ષે ખપી જાયછે તે મૂખ્યત્વેકરીને ઘી, સાકર, ખાંડ, ગોળ અને ઘઉં વગે- રેમાં જાયછે, જેમાંની એક બે શીવાય બાકીની બધી આ- પણાજ પ્રાંતમાં અને ઘણું કરીને ગુજરાતના દરેક ભાગ- માં નીપજેછે; અને તે ઘણી ખરી ખેતીની નીપજછે, તેથી તે રકમનો મોટો ભાગ આપણાજ દેશમાં અને આપણાજ ખેડુતોના હાથમાં જાયછે. ખેડુતોને પોતાના માલની સારી કીમત ઉપજવાથી, ખેતીમાં વધારો તથા સુ- ધારો કરવાની હોંશ છુટેછે; અને સર્વ ઉદ્યમનું મુળ ખે- તીછે, તેથી ઘણાખરા માણસોનો રોજગાર એને લ- ગતા જુદા જુદા ધંધાઓ ઉપર ચાલેછે, એ રીતે દેશની દોલત ફરતી ફરતી ખેતીને તથા વ્યાપારને ઉત્તેજન આ-

વતી દેશમાં ને દેશમાં રહેછે.

૨ માણસને પોતાને શીર આ દુનિઆમાં કેટલીક ફ- રજો અદા કરવાને નીમાણ થયેલીછે, તેમાં પોતાના આ- ત્માને આનંદ પમાડવો એપણ એક ગણી શકાય. બીજી ફરજો બજાવતાં કેટનાક ગુહ્ય કારણોને લીધે અણ- ગમો થાય છે; પરંતુ જીવને આનંદ પમાડવાનું વલણ ખુશીની સાથે થાય છે; અને તે પ્રમાણે કરવા સ- ઘળાઓ જુદી જુદી રીતે પ્રયત્ન કરેછે. પરમેશ્વરે માણસનામાં લોભ રૂપીગુણ મુકયોછે, તેથી પોતાના હાથે પોતાનો પૈસો વાપરીને તથા સાધનો મેળવવામાં વખત ગુમાવીને જીવને આનંદ પમાડવાનું ઘણા જણથી બની શકતું નથી; તેમજ એ પણ સ્વાભાવીકછે કે "મફતની મોજ માણવી સૌને મીઠી લાગે" હવે તે મુજબ પારકે ઘેર+ જ મણવારમાં જમવાનું હોયછે, ત્યારે જમનારાઓને ઘણોજ હર્ષ છુટેછે, કેમકે સારાં સારાં ભોજનો જમવાનાં મળેછે, તેમ ઉમદા લુગડાં ઘરેણાં પેહેરવાની જોગવાઇ મળેછે.

૩ જમણવારનો ચાલ હોવાથી ઘણાક લોકો અનીતી

---

+ જોકે પોતાને ઘેરટાંણું આવેછે, ત્યારે ખરચ કરવું પડેછે. પરંતુ તે વખતે મમત અને "આપણે લોકોને ઘેર જમીએ છીએ ખરાકની" એવા મન વળામણને લીધે ઘણી દીલગીરી થતી નથી, તથા તેવું; કોઇ કોઇ વારજ આવેછે.

કરતાં અટકેછે, અથવા કરેછે, તો તેને તેની શીક્ષા કરી શકાયછે. ન્નાતના હાથમાં કાંઈ ફોજદારી કે દીવાની સત્તા હોતી નથી, પણ તેઓ જે કોઇ માણસ ગેરકાયદાનું તથા ધર્મ +વીરૂદ્ધ કામ કરે અથવા દુરાચરણે ચાલે તેને

+હાલમાં આ સત્તાનો ઉપયોગ ઘણી ન્નાતોમાં ઢીલો થઇ ગયોછે, અથવા ઉલટી રીતે ચાલેછે એટલે ખરે ખરી અનીતી કરનારાને કોઇ પુછતું નથી, અને હલકી બાબતને વાસ્તે એ સખ્ત શીક્ષા થાય છે; દરેક ન્નાતમાં કેટલાંક ખુની, કેટલાંક ચોર, કેટલાંક વ્યભીચારી, કેટલાંક નાનાં છોકરાને ઉઠાવી લેઈ જઈ વેચવાનો ધંધો કરનારાં, તથા કેટલાંક બીજી ભયંકર અનીતીએ ચાલનારાં સ્ત્રી પુરૂષો હોય છે, છતાં તેમને કોઈ ન્નાત બહાર મુકવાની શીક્ષા કરતું નથી, અથવા તેમને તેમ કરવાની જરૂર પણ ઘણાકને સમજાતી નથી; એવાં કાળાં કરમ કરનારાઓ બે ધડક પંગત વચે આવીને જમવા બેસે છે; પણ જો કોઇએ ભુલથી અન્ય જાતીનું ખાધું હોય, એટલે જાણે કોઈ બ્રાહ્મણે કંદોઈના ઘરના શેવ મમરા ખાધા હોય, અથવા કોઇએ ધર્મ સબંધી ઘણીજ સાવચેતી રાખી પરમુલકમાં મુસાફરી કરી હોય, અથવા તેજ ન્નાતના બીજા તડમાં જમી આવ્યો હોય, અથવા તેમના મડદા સાથે સમશાનમાં ગયો હોય અથવા એવીજ બીજી હલકી બાબતો અગર જનોઈ, નાહાવું, આદી ઉપર ચોટી આ બાબતોને માટે તેને ન્નાત બહાર મુકવા ઉભાં થાય છે.

ન્યાત બહાર મુકેછે; અને જેને એ શીક્ષા થાયછે તેને બીજી સર્વ શીક્ષા કરતાં એ ઘણી સખ્ત અને દુઃખદાયક થઇ પડેછે; જમણવારમાં જમવાનું નહોયતો અમુક માણસો તેની સાથે ખુલ્લી રીતે સામાથઇ શકતા નથી. તેઓ એમ મન વાળેછે કે મરશે એનું કર્યું એ ભોગવશે. આપણે થોડુંજ એની જોડે બેશી જમવુંછે, અથવા એને ઘેર જમવા જવુંછે; અથવા એનું પાણી પીવુંછે,'' આવું થવાથી પેલા અનીતીવાળા લોકોને કસો ડર રહેતો નથી, અને પ્રથમ તેઓ છાની રીતે કરતા હોયતો પછીથી ઉઘાડે છોગે કરવાની હીમત કરેછે; વળી જમણવારમાં જમવાનું ન હોવાથી તેવા માણસોને કદી ન્યાત બહાર મુકે તો પણ તેને બહુ દુખ લાગતુ નથી.

૪ જમણવારનો ચાલ હોવાથી જમણવારને દીવસે પોતાનાં સઉ સગાં વહાલાંની, તથા ન્યાતી મીત્રોની મુલાકાત કરવાનું બનેછે. સઘળાઓને પોતાનો કામ ધંધો હોવાથી તે સઘળાંને ટુકી ટુકી મુદતે મળવાનું બની શકતું નથી પણ આ ચાલ તે જોગવાઇ કરી આપેછે, અને તેથી તેઓમાં હેત ભાવ વધેછે. વળી આવે પ્રસંગે ઘણી વખત ખોવાયલાં છોકરાં અથવા નાશી ગયેલાં સ્ત્રીપુરૂષો હાથ લાગે છે. આવા દાખલા ઘણી વાર સાંભળવામાં આવ્યાછે.

આ શીવાય પૈસાદારોને પોતાના પૈસાનો ઉપયોગ કર-

વાનો સમય મળે છે, તથા રસોઇનો હુનર જે એક અ-ગત્યનો હુનર છે, તેમાં સુધારો થાય છે. તથા ઘરખરચમાં કુર કસર કરવાની જરૂર પડેછે વગેરે કેટલાક ફાયદા છે, પરંતુ તેમાંના ઘણા ખરા જમણવાર સરખા ઘણા નુકશાન કારક ચાલ શીવાય બીજી રીતે પણ મેળવી શકાય એવા છે.

## ગેર ફાયદા.

૧ પૈસાની ખરાબી—ઉપર કહી ગયાકે આપણા પ્રાંતમાં દરવર્ષે લાખો રૂપીઆનો ખરચ જમણવાર પાછળ થાય છે; હવે તેમાંથી કાંઈ પણ સારૂ ફળ મળતું નથી એમ કહીએતો ચાલે એટલે તરસાજે તે પૈસા ખેતરમાં વવાતા નથી પણ તળાવ કે કુવામાં ડુબાડ્યા બરોબર થાયછે; જમનારાઓને તો એક રાતનું વાળું છે, પણ જમાડનારાનીતો એક મોટી રકમ તેટલામાં ઘસડાઈ જાય છે. પૈસાદાર લોકોને તો ફકત તેટલો પૈસો ઓછો થાય છે, એટલીજ હરકત છે, પણ ગરીબોનોતો ખોડો નીકળી જાય છે; ઘણા દીવસથી પેટે ગાંઠ વાળી પાઈ પાઈ અગર પૈસા પૈસા કરી એકઠી કરેલી બસો, ચારસો, અગર હજારની પુંજી હોય છે, તે એક બે દીવશમાં ખરચાઈ જાય છે; અને પછી પાછા "અલ્લા એક બદામ" કરનારાના જેવા થઈ બેસે છે, એટલે નવેસરથી પાછા એકડે એક ભણવા પડે છે, લોકોને ઘેર ખાધેલું તો વરસાદનું પાણી પગ ધોવામાં જાય તેમ તે નકામા જેવું થાય છે, કેમકે તેન હોય તો

તેમના વારસીક ઘર ખરચમાં કાંઈ ઘણો વધારો થાયનહીં. કોઈના મનમાં કદાપી એમ આવશે કે ત્યારે એવા ગરીબો તણાઇને શું કરવા કરતા હશે? શું નાતમાં કોઈ એવો તો ધારો નથી કે જોર જુલમથી કે મારી બાંધીને કરાવે? તો તેણે જાણવું કે કેટલીક ન્યાતોમાં તો તેને મળતાજ ઉપાય કરે છે, અને કેટલીકમાં તેમ નથી ત્યાં તેનાં સગાં વહાલાં ગમે તેમ કરીને તેને જમણવાર કરવાની જરૂર પાડે છે. કોઈ કઈ વખત તો તેઓ એમ કેહેછેકે, જો તું નહી કરે-તો અમે થોડા થોડા રૂપીઆ ઉઘરાવી કરીશું; અને તેથી પેલા ઘરધણીને બીચારાને પરાણે જમણવાર કરવાની જરૂર પડે છે. કેટલાંક ટાણાંતો એવાં છે કે જો તે ઉપર જમણવાર ન કરેતો તેની ન્યાતમાં ઘણી અપકીર્ત્તિ થાય; લોક એવાં મેહેણાં મારેકે તેનાથીતો શું પણ તેના છોકરાના છોકરાથી પણ ન્યાતમાં મોં ઉચું કરીને બોલાય નહીં. તેના વંશમાં આગળ કોઈ પૈશાદાર થયાથી સારૂ ખરચ કરેતો લોકો તરત કેહેકે "એમાં શું! મળ્યૂ તે કરેજતો? વડાઉઓતો બારમું પણ નોહોતો પામ્યો" આવાં મેહેણાં લોકોને જુલમતો શું પણ મુવા કરતાં એ ઘણાં સખ્ત લાગે છે, અને કેટલાએકે એવાં મેહેણાંથી આપ ઘાત કરેલા એવા પણ દાખલા ખોળવા બેસીશું તો મળી આવશે; આવા કારણને લીધે કેટલાક અવસર ઉપર લોકો પોતાનાં વાસણ કુસણ અને રેહેવાનાં છા-

પરાં સુધાં વેચીને પણ ખરચ કરે છે; લોકો સરકારમાં કર ભરતી વખતે, અને બીજા પરમાર્થનાં કામ વખતે પોતાની ગરીબાઈ બતાવવાને બીલકુલ શરમાતા નથી અને કેટલાક તો પૈશાદાર છતાં પણ "હું ઘણો ગરીબ માણસછુ." એમ કરમાંથી છટકી જવાની અરજીઓમાં લખે છે, છતાં આ વખતે છેક ગરીબ માણસને પણ પોતાની ગરીબાઈ બતાવતાં ઘણો લાજ લાગે છે, એટલુંજ નહી પણ ઘણી વખતે એવા ગરીબો પૈશાદારને પણ આંટે એવાં ખરચ કરે છે; એમ કરવામાં તે ગરીબોને પૈશાદારથી પણ વધારે આબરૂ મેળવવાની લાલચ આપી તેને ઉશકેરનારાઓની કેવળ બેવકુફાઈ તથા ખોટા મમત શીવાય બીજુ કાંઈ નથી. આથી તેને કોઈ પણ રીતનો ધારેલો લાભ ન મળતાં "ટુંકો લાંબાનો વાદ કરવા જાયતો મરે નહીતો માંદા પણ થાય" એ કેહેવત મુજબ ઉલટા પાયમાલ થઈ જાય છે; માટે જ્યાંહાંસુધી જમણવારો જમાડવાનો ચાલ છે, ત્યાં સુધીતો મળે તેજ કરે અને ગરીબો ન કરે એવું કદી બનવાનં નથી, એતો એ ચાલ સમુળગો નાબુદ થાય ત્યારેજ, અને શ્રીમંતો પોતાના ઘેરથીજ પ્રથમ બંધ કરે ત્યારેજ બને. આ ચાલથી ન્યાતમાં દીન પરદીન ગરીબોની સંખ્યા વધતી જાય છે; કેમકે તેઓ મુંડી વગરના તથા દેવાદાર થઈ જવાથી વ્યાપાર રોજગાર કરી શકતા નથી, અને તેથી તેઓમાંના

આપઘ્ગે સેંકડે પાંચ દશ ફરીથી ટટાર થવા પામે છે. વળી કેટલાક તો લેણદારોની અરજીઓથી તથા તેમના તરફથી આવતી જપ્તીઓથી થતી ફજેતી અને ગેરઆબરૂને લીધે આપઘાત પણ કરેછે.

૨. **શરીરની ખરાબી**—આપણામાં કેહેવત છે કે "પેહેલું સુખ તે જાતે નર્યા. ઇ૦" અને તે શરીર નારોગી હોય તોજ કહેવાય; માટે શરીરની તનદુરસ્તી જાળવવાને જે જે બાબતો અગત્યની છે તે ઉપર ખસુસ અને પેહેલું ધ્યાન આપવું જોઇએ; એ બાબતોમાં મૂખ્ય મિતાહાર છે, મીત=માફક અને આહાર=ખાવું. અને તેનો શામટો અર્થ માફક ખાવું એટલે જેટલું સારી રીતે પચી શકે એટલું ખાવું. પણ એ વાતપર જમણવારમાં જમનારાઓમાંથી સેંકડે એક અગર બે જણ પણ ધ્યાન આપતા હોય તો ભાગ્ય; તેઓ ઓછામાં ઓછું એકે ફેરે ત્રણ ટંકનું ખાય છે; જેમકે જે દિવસે જમણવાર હોય તે દિવસે બપોરે ઘેર બીલકુલ ખાતા નથી, પછી સાંજે ત્યાં જમે છે, તે છેક બીજે દીવસે રાત સુધી બીલકુલ ખાતા નથી. જમણવારમાં એટલું બધું ખાય છે, કે જમી ઉઠ્યા પછી ઘેર આવતાં નવ નેજા થાય, કોઇવાર જોયું નથી. પણ સાંભળ્યુંછે કે કેટલાક એટલું બધું જમેછે કે તેમને ઝોળીએ ઘાલીને ઘેર લાવવા પડે છે. પેટમાં પાણી પણ માવાની જગા રેહેતી નથી, તેથી તડફડ તડફડ કરે છે,

અને ઘેર આવીને ખુલ્લી જગામાં ખાટલો નાખી પડેછે, પછી ઘડીએસાયતે બબે ચચાર ટીપાં પાણી સીંચ્યા કરે છે; આવીરીતે થયાથી બીજે દીવસે દરેક જણને અપચો થાયછે; કેમકે જે તપેલીમાં શેરની ખીચડી સારી રીતે રંધાઇ શકાતી હોય, તેમાં બશેર અગર ત્રણ શેરની ઓરીએ તો કેમ ચઢે? ઉલટી તમામ કાચી રહે; તેવીજરીતે જઠર એ એક વાસણ જેવું છે, તેમાં પેલું એકીવારે ઘણું ખાધેલું તે સઘળું બરાબર જરપત થતું નથી, અને તેથી કેટલાકને ખાટા ઓટકાર આવે છે, કેટલાકને ઝાડો તથા મુરચી થાયછે, અને વખતે કેટલાકને એથી પણ ભયંકર રોગ થાયછે; કેટલાક જેને ઝાઝું નડતું નથી તેઓને પણ ઘણું આળસ તથા અણગમો થાયછે; જમણવારને બીજે દીવસે જો પોતાને ઘેરજ ખાવાનું હોય તો તો રાત સુધી ભુખ્યા રેહે છે: તેથી પેલું જેમ તેમ કરીને પચી જાય છે, અને રાતે થોડું હલકું ખાણું ખાય છે, પણ જો પારકે ઘેર પાછુ જમણવારમાં જમવાનું હોય તો તો લગભગ આગલા દીવસના જેટલુંજ ઉડાવે છે; ટુંકામાં તેઓ જમતી વખતે પોતાની તનદુરસ્તી બગડવાની બીલકુલ ધાસ્તી રાખતા નથી. શેહેરના લોકો કરતાં ગામડાના લોકો વધારે ખાય છે, તથા તેમના ખોરાકમાં સંગીન પદાર્થ જે ઘી તે પણ વધારે આવે છે, તેમ એમ પણ ખરૂ કે ગામડાના લોકોનો ઉદ્યોગ, સ્વચ્છ હવા, સારૂ પાણી, અને મજબુત

બાંધો તે પચાવવાને પણ વધારે શકિતવાન હોયછે. બાકી શું શેહેરનો કે શું ગામડાનો સર્વે જણ જમણવારમાં મોતાહારની વાત તો ભુલીજ જાયછે, અને તેથી તેમનાં શરીર સુધરવાને બદલે ઉલટાં નાકક્વત, ચીમળાયલાં અને રોગીષ્ટ થાયછે. ઘણી વખત લગનગાળામાં એવું બને છેકે લાગટ મહીનો બે મહીના અને વખતે ત્રણ મહીના સુધી જમણવારો ચાલેછે, તો તેથી જમનારાઓની તનદુરસ્તીપર કેવી અસર થતી હશે તે સેહેજ ધ્યાનમાં આવશે. ટુંકામાં દેશી લોકોમાં ઘણો ભાગ જે ઠેર ઠેર પીડાતો જોવામાં આવેછે, તેનું એક મુખ્ય કારણ જમણવારોછે. વળી જમણવાર કરનારના ઘરનાં માણસો પણ ઉજાગરા, તથા અતીશય અથડામણને લીધે, તથા પૈશા અને યશની ફીકરમાં માંદા પડેછે.

૩ **આબરૂની હાની**—આપણામાંના ઘણા લોકોના ધારવામાં છે કે સારા અને ઘણા ન્યાતવરા કરવાથી આબરૂ વધેછે, પણ તે ભુલછે, ચાર દીવસની મોઢાની વાહ વાહ શીવાય એથી કશી આબરૂ વધતી નથી. એકના પછી બીજાની, અને બીજા પછી ત્રીજાની જમણવાર થાયછે કે પાછલી વીસારે પડેછે; વળી સાધારણ લોકો પણ તવંગરોના જેવું ખરચ કરેછે, તેથી તે ઉપરથી કોઇ મોટા નાનો જણાતો નથી; કદાપી એક સમે

પૈશાદાર વધારે ખરચ કરે તો પણ ન્યાતના લોકો તેનું સારૂ બોલે નહીં, તો આબરૂ તો શાનીજ વધે. કેહેશે કે" એમાશું? પૈશા હોયતે ખરચેસતો. ન્યાતને જમાડી તેમાં કોને ન્યાહાલ કર્યા." વળી ન્યાતોની અંદર દીન પર દીન અદેખાઈ વધતી જાયછે, તેથી એક બીજાનું સારૂ દેખી ખમી શકાતું નથી, અને તેના દુશમનો અને વિશેષ કરીને તેના પીત્રાઇઓ તેની જમણવારમાં હરેકરીતે અપજશ આવે એવી પેરવીઓ કરે છે; એ રીતે પૈશાદારનું તો તરતને તરત ભુંડું બોલાય છે, અને ગરીબનું થોડા દીવસ સારૂ બોલાય છે; પણ પાછળથી તેની વધારે ગેર આબરૂ થાય છે; ખરૂ જોઇએતો, ન્યાતના ભુંડા બોલવાથી પૈશાદાર લોકોની ખરી આબરૂ કાંઇ ઓછી થતી નથી; પણ ગરીબો જે તાણી તુશીને આબરૂ મેળવવા જાય છે, તેમને તો તે નમળતાં ઉલટી ખરાબી થાય છે: તેનું પોગળ જણાઇ જવાથી, તે કોઇને ઘેર સો પચાસ રૂપીઆ લેવા જાય તો તેને કોઈ ધીરતુ નથી; તેમ બીજી વાતમાં પણ તેની આબરૂ કમી થાય છે; દેવાદાર થાય છે, તથા ધીર કમી થાય છે, તેથી તેઓ અનપાણી વગર ટળવળે છે. જમણવારને દહાડે એ ફુલણજીને ચઢાવી ચઢાવીને તથા કાંઈ મીલકતને ભરૂસે રૂપીઆ ધીરી ખરચ કરાવનારો લેણદારો પાછળથી જપ્તીઓ લાવી તેની મીલકતો હરરાજ કરાવી લેઈ જાય છે,

અને તેથી છેક આબરૂના કાંકરા તથા મશકરીઓ અને ફપકાનો વરસાત તેના ઉપર પડે છે; આવા દાખલા ઘ- ણી વખત જોવામાં આવે છે, છતાં કેટલાંક મુર્ખ અવી- ચારી, અને બીજાઓના ચઢાવ્યાથી ફુલણજી થનારા ગ- રીબો પોતાને ઘેર ટાણું આવે છે, ત્યારે આંખ ઘાંસીના બેતના ચસમાં પેહેરી જ્યાંથી ત્યાંથી નાણાં લાવી ગ- જા ઉપરાંત અને શ્રીમંતોથી ચઢીઆતી જમણવારો કરે છે; એ ઘણી નવાઇ જેવી વાત છે. આનું મુખ્ય કારણ ખોટો મમત, અને અદેખાઇ છે; આબરૂ મેળવવાનો ખરો રસ્તો તો પ્રમાણીકપણાથી ચાલતો સારો ધંધો અને તેથી પેદા થતો પૈશો છે.

૪. વખતનું ફોકટજવું—ઉદ્યોગી અને સુધરેલા લો- કો પૈશા કરતાં વખતને વધારે કીમતી ગણેછે; અને તે વાત ખરી છે; વખત અમુલ્ય કેહેવાય છે, તેથી તે ન- કામો ગુમાવવો એ પોતાની દોલત ગુમાવ્યા અગર જીં- દગી ગુમાવ્યા બરોબર છે, પરંતુ તે વાત આપણા દેશી લોકોમાંના ઘણા ભાગનાઓના જાણવામાં નથી; તેથી તેઓ તે ઉપર ઘણું ઓછું ધ્યાન આપે છે, અને જમ- ણવારને દીવસે તો બીલકુલ નથી આપતા એમ કહીએ તો ચાલે; અને આમ હોવાથી ઠરાવેલજ વખત અમુક કામ થાય એવો નીઅમ રાખતા નથી; ધાર્યા કરતાં બે ત્રણ કલાકનો ફેર પડે ત તો તેમની ગણત્રીમાં હોતે

નથી; જેમ જેમ નાની જમણવાર હોય તેમ તેમ જમનારાઓનો તથા જમાડનારાઓનો ઘણો વખત નકામો જાય છે, જમનારાઓ ઠરાવેલ વખતે બરોબર આવતા નથી; કોઇ છેક વેહેલા આવેછે, અને કોઇ ઘણા મોડા આવેછે; કેમકે તેઓના જાણવામાં હોયછે કે ઠરાવેલ વખતેજ બરોબર થશે એમ નક્કી નથી; વળી જમી આવ્યા પછી પણ અકરાંતીઆપણે ખાધા ને લીધે તે રાતે તથા બીજે દીવસે આળસ ઘણું થાય છે, અને તેથી પોતાનું કામ થતું નથી.

એવી રીતે લગનસરા વગેરેને લીધે જમણવારો લાગટ ઘણી થાય છે, તેવામાં ઘણા લોકો મહીનાના મહીના સુધી નવરા બેશી રહે છે, વળી જમનારાઓનાતો દરેક જમણવારે એક બે દીવસ નકામા જાય છે, પરંતુ જમાડનારાનાતો આગળથી બેચાર મહીના અને પાછળથી બેચાર મહીના મળી લગભગ અડધું પોણું વર્ષ નકામું જાય છે, અને તેથી તે બિચારાને બમણો માર પડે છે; જમણવારનું ખરચ થાય છે અને તેટલી મુદતની કમાઈ ખોટી થાય છે.

૫. કુસંપનો વધારો—જમણવારથી કુસંપ વધે છે એ વાત એકાએકતો કેટલાએકોના સમજવામાં નહી આવે, પણ લગાર ઊંડો વીચાર કરતાં એ વાત ખરી છે, એમ માલમ પડશે: એ કુસંપ બે રીતે થાય છે.

૧ સગાં વહાળાં તથા ન્યાતમાં; ૨ ઘરમાં. ઉપર કહી ગ-
યાકે જમણવારોમાં એક બીજાથી સરસાઈ કરવાને સઉ
કોઈ પોતાથી બનતા ઉપાય કરે છે, અને તેમ કરવામાં
તેના મળતીઆ બાબસતાઓ ઘણી ઉશકેરણી કરે છે.
પણ બીજી તરફ જેઓનું નીચું પડતું હોય તેઓ (મુ-
ખ્યત્વે તેના પીત્રાઇઓ હોય છે) તેથી ઘણા બળે છે,
અને હરેક રીતે પેલાને અપજશ મળે એવા ઉપાય શો-
ધે છે, તે મતલબ તે વખતે નસધાય તો તેની ગાંઠ
મનમાં રાખી મુકે છે; કેમકે આગળ કહી ગયા મુજબ
સર્વ વાતના હલકાપણા કરતાં જમણવારનું હલકાપણું
તેમનું અંતઃકરણ વધારે કોર્યા કરે છે, અને એમ થતાં
થતાં આખી ન્યાતની અંદર અદેખાઈ તથા કુસંપ પસરે છે,
અને જુદી જુદી ટોળીઓ બંધાય છે; જો આપણે બા-
રીકીથી તપાશ કરીશું તો હિંદુની કોઈ પણ ન્યાત આવી
જાતના કુસંપથી બાતલ માલમ પડશે નહીં, આ જાતની
દાઝ ઘણી વખત તેઓ જમણવારની અંદર મારામારી
કરીને કાઢેછે, અને તે વખતે લડનારી બંને ટોળીઓના
સઘળાં માણસો હાજર હોવાથી તે લડાઈ ભારે થઈ
પડે છે, અને તેમાં ઘણાકનાં માથાં ફુટે છે, તથા
વખતે જીવ પણ જાય છે. થોડા દીવસ ઉપર અમદાવાદમાં
એક ઠેકાણે સઘળા કંઠોબંધા જમ્યા હતા તેમાં આ જા-
તનીલડાઈ ઉઠવાથી એકના માથામાં છુટો પાટલો

મારવાથી તેનું માથું ચીરાઈ ગયું હતું, અને તેથી તે મરણ પામ્યો હતો, આ લડાઇઓ ઉઠવાનાં દેખીતાં બહાનાંમાં પીરસનાર અમને પીરસ્યા વગર બીજે ઠેકાણે પીરસવા ગયો, અથવા તેણે પીરસવામાં વગ કરી એટલે શાક વતું ઓછું મુકયું, અગર ફલાણાની રાખેલી જગાએ ફલાણો બેસી ગયો એવાં નજીવાં હોય છે; પણ તેનાં ખરાં કારણતો અગાઉની વાળી મુકેલી ગાંઠો છોડવાની હોય છે. સઘળી લડાઇઓ જમણવાર કરનાર ઉપરની અદેખાઇને માટે નથી થતીઓ, પણ બીજા માહો માહેનાઓના તેજ સબંધીના અંટસથી પણ થાય છે, અને તેથી બીચારા જમણવાર કરનારનું ઘણું નુકશાન થાય છે; કેમકે ઘણીકવાર જમણ પીરસાયા પછી લડાઈ જાગી ઉઠે છે, અને તેથી પીરસેલાં ભાણાં ચકચુર થઈ જાય છે, આ કારણથી જમણવાર કરનારને તથા તેના લાગતા વળગતાઓને પણ તેમાંના એક તરફનાની સાથે પાકું વેર બંધાય છે, અને તેથી તેને ત્યાં પણ તેવીજ જાતનું અગર બીજી રીતે નુકશાન કરવાની તક જોયા કરે છે; આવી રીતે ફકત જમણવારનાજ કારણથી સેંકડે ૫૦ કરતાં વધારે જણાને એક બીજા સાથે કુસંપ થાય છે; અને ઘણીક વખત ન્યાતોના કડકા થઈ જુદાં જુદાં તડ બંધાય છે, અને તેથી ન્યાતની દીન પરદીન ભાગતી થતી જાય છે.

વળી ઉપર કહી ગયાકે જમણવારમાં જમવા જતી વખતે શું પુરૂષ કે શું સ્ત્રી સરવે કોઈ પોતાનુ શરીર શોભાવવાને તથા પોતાના ઘરની છત બતાવવાને બનતો પ્રયત્ન કરે છે. મુસલમાન તથા પારસીઓ તે વખતે ફકત સારાં સફાઈદાર અને કીમતી લુગડાં પેહેરે છે, પણ હિંદુઓતો કીમતી લુગડાંની સાથે સોનારૂપાનું ઘરાણું ઘાલે છે અને તેમાં પણ તેમની સ્ત્રીઓની અજ્ઞાનતાએ તે ચાલમાં હદથી જ્યાદે વધારો કર્યો છે, તેઓ પોતે ઘણું ઘરાણું પેહેરે છે એટલુંજ નહીં પણ તેમનાં નહાનાં બાળકોને પણ ઘણું પેહેરાવે છે; અને તે વખતે તેઓ પોતાની ગુંજાશ ન વીચારતાં સામાઓની બરોબરી કરવાને હઠ લે છે, તેથી તે કરાવવાને વાસ્તે ઘણું કરીને દરેક ઘરમાં સ્ત્રી પુરૂષો વચ્ચે કંકાસ ચાલે છે; અને તેમાં પણ જ્યારે જમણવાર હોય ત્યારે તો ઘણો થાય છે, એ બાબતમાં સ્ત્રીઓના લોભની હદ રહેતી નથી, તેથી શ્રીમંતોના ઘરમાં હજારો રૂપીઆનું ઘરાણું હોય છે, છતાં પણ તેમની સ્ત્રીઓ લગને લગને કુંવારી એટલે કાંઈ માગતીને માગતીજ હોય છે; અને તેમનો કંકાશ તો ગરીબોની સ્ત્રીઓ કરતાં પણ જાદે હોય છે: આ જાતના કંકાસથી કંટાળીને ઘણાક ગરીબો જેઓ પૈશાની ઘણી તંગીમાં હોય છે; તેઓ પણ જેમ તેમ કરીને થોડી ઘણી જણશો કરાવે છે; આ કંકાસ નહી ખમાવાથી ઘણી સ્ત્રીઓને તેમના

ધણીઓ માર મારે છે, અને તેથી તે સ્ત્રીઓ ઘણીવાર આપઘાત કરે છે, એ વગેરે બીજી ઘણી રીતની ખરાબી થાય છે.

૯. દેહ બાળણું—ઉપર કહી ગયા કે જમણવારના ચાલથી કરકસર કરવાની ટેવ પડેછે, અને તેથી ફાયદો થાયછે; એ વાત ખરીછે, પરંતુ તે કરકસર ઘણાઓતો એવી રીતે કરેછે કે તે જોઈ અગર સાંભળી સામાનું કાળજું બળ્યા વગર રહે નહી, તો તે ધણીનું તો નીરંતર બળે એમાં શી નવાઈ? જમણવારમાં જમવા જાય ત્યારે શેર શેર સવા સવા શેર ઘી ઉડાવે અને ઘેરતો રોટલા ઉપર છાંટો પણ ન લે, એટલે છેક લુખુ ખાય. ન્યાતમાં પેટ તણાતા સુધી સારાં સારાં પકવાન જમે, અને ઘેર બેઠી બાવટાનો રોટલો પણ પેટ ભરીને ન ખાય; જમણવારમાં ભાત ભાતનાં શાક તરકારી શાથે ભોજન કરે અને ઘેર રોટલા સાથે દુધનો શું પણ શાક તથા અથાણું પણ નહોય; જમવા જતી વખતે કશબી બાંટ સાડી પીતાંબર વગેરે પેહેરીને જાય અને ઘરમાં છેક જુના વાગા વીંટે. એવી અનેક રીતે પણ મુખ્યત્વે ઘરના દરરોજના ખાણામાં તો. ઘરમાં પહેરવાના લુગડાંમાં તે લોકો કંજુસાઈ કરેછે; આ ઉપરથી એમ નહી સમજવુ કે તે સઘળા લોકો પોતાની ગરીબાઇને લીધે એમ કરેછે, પણ તેઓનો વિચાર એવો છેકે ઘરમાં પેટ બાળીણું કરીશું તે કોણ

જાણનાર છે? ઘરમાંતો જેવું હોય તેવું ચાલે, ઘરનાં માણુસ કાંઇ બહાર વાત કરનાર છે? ઘરમાં પૈશા હોયતો, ટાણું આવે સારા જમણવારે ન કરીએ કે ન્યાત જાતમાં સારૂ દેખાય. આ ઉપરથી એમ નધારવું કે સઘળા હિંદુઓ એજ રીતે પેટ બાળણું કરે છે; જેઓ પૈશાદાર હોયછે(પૈશાદારજ ખાતા પીતા કહેવાયછે) તેઓ શાક, દુધ, અથાણું, તા. થોડી ખાંડ સાકર વગેરે ખાયછે, તોપણ તેમના ઘરમાએ બની શકે તેમ કરકસર થાયછે; અને તેમની પાસેના પૈશાના પ્રમાણમાં તે કરકસર ગરીબની કંજુસાઇ કરતાં પણ ચડે તેવી હોયછે. આટલુંછતાં સર્વ કોઇ જમણવારને ટાણે ઘણો છુટો હાથ રાખેછે, તે વખતે શેર જોઇએ ત્યાં શવાશેર વાપરેછે. હિંદુલોકોમાં જમણવારનાં ટાંણા એટલા બધાં છેકે, છેક જનમે ત્યારથી શીરૂ થાયછે તે મુવા પછી પણ ચાલે છે, સબબ તેની ચુંગાલમાંથી કોઇ પણ છટકી જતું નથી. સબબ તેની ફીકરમાં ખાવા પીવામાં દેહ બાળણું કરી કરી પૈશા એકઠા કરી મેહેલે છે. ગરીબ રાંડી રાંડ ડોશી પણ માગી તાગીને તથા ટાઢું શીળું ખાઇને મધરાત સુધી રેંટીઓ ફેરવ્યા કરે છે. કોઈ કહેશે કે "ડોશીમા હવે તમારે કેટલા કાળ કાઢવા છે?" તો તે બીચારી જવાબ દેશે કે ભાઈ પાછળ બારમાને માટે પણ કાંઈ જોઇશેકે નહી, એમને એમ તાણી નાખવી છે કે શું. એવી રીતે સઘળાઓને જમણવારની

ધારતી હમેશાં હોય છે.

---

આ શીવાય પોતાનાં છોકરાંને આપવાનો અમુલ્ય વારસો જે કેળવણી તે ઉત્તમ રીતે મેળવવાને જોઇએ તેટલું ખરચ કરવાને બની શકતું નથી, એટલુંજ નહી પણ સાધારણ કેળવણી મેળવવામાં પણ ઘણીજ કરકસર કરવી પડેછે, તેમને જોઇતી ચોપડીઓ વગેરે સામાન ઝટ અપાવતાં નવનેજા થાયછે; જો કે આપણા દેશના લોકોમાં હજુ સુધી જોઇએ તેવો કેળવણીનો શોખ પેઠેલો નથી એ વાત ખરીછે, છતાં હાલમાં ઘણા ખરા વચલે વાંધેના લોકો કેળવણીથી થતા ફાયદા સમજવા લાગ્યાછે, અને તેમનું વલણ તે તરફ ગયુંછે, છતાં પૈસાની તંગીને લીધે તેઓ પોતાની મુરાદ હાંસલ કરી શકતા નથી; આવી અગત્યની અને પોતાની જીંદગીના આધારની બાબતમાં પણ મન વાળીને કંજુસાઇ કરનારા, અને ન્યાતના ચાલને ધીક્કારનારાઓને પણ આવેલે ટાણે જમણવારો કર્યા વગર છુટકો થતો નથી. વળી જમણવારનાં ટાંણાં આવશે, અને તેમાં પૈસા જોઇશું તે કયાંથી લાવીશું એ ધાસ્તીથી ઘણાએક જણ બીચારાથી સારો ઉંચો અને વધારે નફાવાળો ધંધો શીખતા સુધી ખોટી રહેવાતું નથી; અને હરેક હલકો ધંધો પણ પકડવો પડેછે, જેથી હમેશાં સુધી તે બીચારો ગરીબ હાલતમાં રહેછે. એવી

રીતે બીજા ઘણા ગેરફાયદા થાયછે.

ઉપર જે જમણવારોના ચાલ સબંધી ફાયદા ગેરફાયદા બતાવ્યા તે ઉપરથી તથા પાછલી બાબતોમાં જે હકીકત લખી તે ઉપર વીચાર કરતાં વાંચનારાઓની ખાતરી થશે કે જમણવારનો ચાલ ઘણો નઠારોછે, તથા તેથી લોકોની ઘણી ખરાબી થાયછે, માટે દેશનું ભલુ ઇછનારાઓને લાજમ છે કે એ ચાલ બંધ થાય એમ કરવું જોઇએ, અગર હાલ તેમાં સુધારો કરવો જોઇએ.

## જમણવારનો સારો ઉપયોગ.

ઉપર જણાવી ગયા કે જમણવારનો ચાલ બંધ કરવો જોઇએ, અગર તેમાં સુધારો કરવો જોઇએ; તો તે વિશે એવું ઠરાવવું કે, જેજે ટાણા ઉપર જમણવાર કરાવાનો ચાલ હોય, તે તે ટાણાં જેને ત્યાં આવે તેઓ જમણવાર ન કરતાં અમુક રકમ (ન્યાતના સઘળા લોકોએ એકઠા થઇ દરેક ટાણે થતા ખરચનો વીચાર કરી રકમના આંકડા ઠરાવવા જોઇએ, અને તે રકમ ગરીબદાવે થતા ખરચના સુમાર ઉપર જોઇએ.) ન્યાતના ફંડમાં આપે; પણ કોઇ ગરીબ માણસને બીલકુલ ન આપવાની મરજી હોય તો તેની પાસેથી જોરાવરી કરી લેવી નહીં, તેઓ પોતાની ગેરઆબરૂ થવાની ધાસ્તીથી જમણવારની પેઠે આપ્યા વગર તો રેહેતા નથી એ વાત ખરી છે, તોપણ એવી છુટ મુકવીજ જોઇએ, અને એ

રીતે નાણાં આપવાથી જે ફંડ એકઠું થાય તેમાંથી, દર મહીને એકવાર ન્યાતથી ઉજાણી ગામ બહાર કોઈ સારી બાગ અગર બીજી તેવી જગોએ કરવી, અને તેમાં ફરતા ફરેતી જમણ કરવાં; વળી તે જગાએ ગાજતે વાજતે ન્યાતના સઘળાં પુરૂષો તથા સ્ત્રીઓ જાય, તથા ત્યાં જમતાં પેહેલાં તથા જમી રહ્યા પછી ગરબા ગાવા, ગાયન કરાવવું, તથા એ વગેરે બીજી નીરદોષ ગમતો કરાવવી. આવી રીતે મહીનામાં એકવાર ગમત સાથેનાં સારાં ભોજન મળવાથી, લોકોને જમણવારો ગયાનો ઝાઝો અફસોસ થશે નહીં; અને બારમાસમાં બાર એવી ઉજાણીઓનો ખરચ પણ ઝાઝો થશે નહી; કેમકે ઘણી ખરી મોટી ન્યાતીઓમાં જમણવારોની સંખ્યા વર્ષ દહાડે સોસો ઉપર થઇ જાય છે; અને તે સઘળાના ખરચનો એકઠો આંકડો કરીએ તો તે એક મોટી રકમ થઇ જાય; અનેસર્વ ન્યાતોમાં ઉજાણીઓના ખરચ કરતાં તો જમણવારોમાં ઘણી વધારે રકમ ખરચાયજ ખરચાય ઘણી હવે એ રીતે ખરચ જતાં જે રકમ ફાજલ રહે, તે ન્યાતના લોકોના તથા ગામના લોકોના ભલાનાં તથા બીજાં પરમાર્થના કામોમાં ખરચવા. તે કામો કયાંકયાં છે, અને તેમાં શાપ્રમાણે વાપરવું તે તથા તેની શી રીતે ગોઠવણ કરવી તે છેલ્લા પ્રકરણમાં બતાવ્યું છે.

એ રીતે દરેક ન્યાત વાળાઓએ પોત પોતાને વાસ્તે જુ-

દો જુદો બંદોબસ્ત કરવો જોઇએ, એમ થવાથી, ગામોમાં આનંદ આનંદ થઈ રહેશે; વળી એ સબંધની ઘણી પ્રકારની ફીકરો તથા અડચણોથી મોકળા થવાથી પોતાના રોજગાર ઉપર મંડવાને તથા તેમાં સુધારો વધારો કરવાને બની શકશે. તેમજ મીષ્ટાન પણ જમવાને બની શકશે, એટલે બંને કામ સચવાશેઃ માટે મારા સુજ્ઞદેશી લોકો આ વાત ઉપર ધ્યાન પહોંચાડી, ઘટતો વીચાર કરી પોતાનું ભલું શોધી લેશે એવી આશાછે. સારા અવસર ઉપર પોતાનાં છેક નજીકનાં સગાંને તથા મીત્રોને ફકત જમાડવાનો ચાલ રાખ્યાં યથા શકિત ખરચ કરશે તો કાંઇ હરકત જેવું નથી.

---

## બાબત ૫ મી.

## જમણવારની હાલની રીતોમાં શો સુધારો થઇ શકે તથા કરવો જોઈએ.

---

પાછલી બાબતોમાં જમણવારના ચાલના ગુણ, અવગુણ, તથા તેને લગતી બીજી ઘણી બાબતો ઉપર બોલી ગયાં; અને તે ઉપરથી વાંચનારની તો ખાતરી પણ થઈ ચુકી હશે કે, એ ચાલ ઘણો નુકશાન કારકછે; તો પણ તે ઘણાં વર્ષથી દાખલ થએલો છે, તેથી એવો તો પલોટાઇ ગએલો છે કે બીજા ઘણા લોકોને તેના દોષ નજરમાં આવતા નથી, અને કોઇ વખત આવેછે તો તે હું

પર ઝાઝું ધ્યાન ન આપતાં આંખઆડા કરેછે વળી આ દેશ ના લોકોની એક ખાશીઅત પડી ગઇ છે કે, "પોતાના બાપ દાદાએ પાડેલા ચાલમાં ફેરફાર કરવો નહી" તેથી તથા મફતનાં મીષ્ટાન ખાવાની પડી ગયેલી આદતને લીધે ગમે એટલું સમજાવ્યા છતાં, પણહમણાં ને હમણાં જમણવારનો ચાલ છેક નાબુંદ થાય, અગર ઉપર લખેલી રીત દાખલ થાય એ આશા રાખવી ફોકટછે. તોપણ તેની હાલની ઘણી નુકશાનકારક, અને અસંપૂર્ણ તથા અડચણ ભરેલી રીતોમાં સુધારો થઇ શકે ખરો. અને તે સુધારો જરૂર દાખલ કરવોજ જોઇએ; માટે કઇ કઇ બાબતોમાં અને કેવી કેવા જાતનો સુધારો કરવો જોઇએ તે નીચે બતાવુંછું.

૧. **જમણવારનાં ટાણાં બાબત**—હાલમાં જે જે ટાંણાં ઉપર જમણવારો જમાડવાનો રીવાજછે, તેમાં ફેરફાર કરવો જોઇએ; એટલે જે ટાણાં દીલગીરી ભરેલા બનાવના કારણથી આવેછે, જેવાં કે જુવાન સ્ત્રી પુરૂષો તથા નાનાં છોકરાંનાં મુઆનાં કાયટાં, તથા ચોથીઆં ઉપરની જમણવારો કરવાનો ચાલ બીલકુલ કાઢી નાખવો જોઇએ; કેમકે એવાં કારજ વખતે ઘર ધણીઓ મહા શોકમાં હોયછે; આપણામાં કહેવત છે કે "વિવાહ સમાન હર્ષ નહી અને મુઆ સમાન શોક નહી." તે વાત આવાં કારજમાં ઘણી વધારે લાગુ પડેછે; તે બીચારાઓ ને

તો તે વખતે લુખા પુખા રોટલા ખાવાનું પણ મન થતું નથી, છતાં મરનારના દશમા બારમાનો દીવસ થાય છે કે, મીષ્ટાનના સામાનની તૈયારીઓ કરવી પડેછે; તેથી શું તે વખતે તે ભલા આદીમીઓના દીલમાં એમ નહી આવતું હોય કે, આ એક દુષ્ટમાં દુષ્ટ ચાલછે? એના કાઢનારનું સત્યાનાશ જજો. અલબત એ વખતે તેમને એ ચાલ ઘણોજ ખરાબ લાગતો હશેજ; પણ ન્યાતના સીરસ્તાને તાબે થયા વગર છુટકો થતો નથી; વળી આવા અવસરે ઉઘાડાં માથાં અને અબોટીઆં પેહેરી જમવા બેસનારાઓને પણ શું નહી કમકમાટી છુટતી હોય? તેનો જવાબ એજ કે ઘણા ખરાને તો તે નહી જેવીજ જાણવી; કેમકે તેમના હૃદય તો એવી જમણવારો જમી જમીને કઠણ થઈ ગયેલાં હોયછે; તોપણ ઘણા ખરા સમજુઓને તો લાગ્યાવગર ન રેહેવું જોઈએ. માટે અફસુસ એવાં કારજો ઉપર જમણવારો જમાડવાનો ચાલ બીલકુલ બંધ કરી, મરનારની યાદગીરીને વાસ્તે કાંઇ પરમાર્થનાં કામ કરવાં જોઇએ.

વળી શ્રીમંત (અઘરણી)ના અવસર ઉપર જમણવારો કરવાનો ચાલછે, તે પણ બંધ કરવો જોઇએ, કેમકે એ કાંઈ એવડા બધા હર્ષનું ટાણું નથી. વળી આપણા શાસ્ત્રમાં પણ શ્રીમંત (અઘરણી)ના ટાણાનું જમણ જમવામાં દોષ કહેલો છે, અને કેટલાક તો એવી જમણવાર

હોય તો જમવા નથી પણ જતા; માટે એ ચાલ ઉપર જમણવારો કરવાનું બંધ થવું જોઇએ; મરજી હોયતો પોતાનાં નજીકનાં સગાં વહાલાં ને જમાડે. વળી આ ઠેકાણે મારે જણાવવું જોઇએ કે કેટલીક નાની જ્ઞાતીઓ-માંતો લગન વગરે ટાણે જમણવારો ન કરેતો ચાલે, પણ શ્રીમંત ઉપર તો એક બે અગર ત્રણ મોટી જમણવારો તથા એક, બે નાની જમણવારો કર્યા વગર ચાલેજ નહીં;

આ શીવાય ઉપનવીત (જનોઈ દેવું), નિશાળે બેસાડવું, છમાસી, વર્ષી, પેહેલું શ્રાધ, દ્રો, વગેરે હલકાં ટાણાં ઉપર પણ જમણવારો જમાડવાનું બંધ કરવું જોઇએ; જો કે એવાં કેટલાંક ટાણાં ઉપર ઘણું કરીને પૈસાદાર લોકોજ મોટી જમણવારો કરેછે, છતાં ચાલ હોવાથી ઘણી વખતે ગરીબો પણ પાછળ જણાવ્યા મુજબના મમતને લીધે તણાઇને કરેછે, માટે તે ચાલ ઉપર જમણવારો કરવીજ ન જોઇએ.

૨ જમવા બેસવાની જગા બાબત—જમાડનારના ઘર આગળ જમણવારો કરવી ન જોઇએ, દરેક જ્ઞાતીવાળાએ પોતાને સારૂ એક અલ્હાયદી ગામની નજીકજ વાડી બંધાવવી જોઇએ, અને તેમાં પાણીનો સારોવગ કરવો જોઇએ તથા તેમાં રસોઇ કરવાને તથા તે મુકવાને સારી સફાઈદાર અને નોખી જગાઓ બાંધવી જોઇએ, તથા જમવા બેસવાને જ્યાં

બા અને વિશાળ ઓસારા બાંધવા જોઇએ, તથા ઉન્હાળાના દીવસોમાં જમવા બેસવાને નજીકમાં ખુલ્લી જગાપણ જોઇએ તેટલી હોવી જોઇએ. બની શકે તો તેની ચારે તરફ નહી- તો એક તરફ થોડા ભાગમાં થોડાં ફુલ ઝાડ વવરાવવાં જોઇએ; એક જમણવારે જમી કે લાગલાં બધો એઠવાડ તથા એઠાં પતરાળાં વગેરે ભાગોળથી પણ ઘણે દુર ફેંકાવી દેવરાવવાં જોઇએ, તથા બધી જગાએ લીપાવી ધુંપાવી સાફ કરાવવું જોઇએ; આ કામો કરવાને તે વાડી ખાતે બે ત્રણ પગારદાર માણસ રાખવાં જોઇએ, અને તેમનેજ માથે તે વાડીની સફાઇનો જુમો રાખવો જોઇએ, કેમકે તે જુંમો જમણવાર કરનારને માથે હોવાથી તેઓને પોતાનું કામ સર્યું એટલે ઝાઝી ગરજ રેહેતી નથી, અને તેથી તેઓ ન ચાલતાં જેવું તેવું સાફ કરાવી રસ્તે પડેછે; વળી શરમાશરમીથી તથા માહો માહેના સંબંધથી તેમને દાબીને કેહેવાતું પણ નથી, તેથી ઘણી ગંદકી પડી રહેછે, અને પછી પાછી ત્યાંને ત્યાં બીજી જમણવાર થાય છે, તેથી તે ગંદકી દીનપર દીનવધતી જાય છે, તથા લીંપવા ધુંપવાનું પણ કામ નહી જેવું થવાથી છેવટે તે જગા પેળો કરતાં પણ ખરાબ થઇ જાય છે; માટે સફાઇને માટે ઉપર મુજબની ગોઠવણ કરવી જોઇએ, અને તે માણસો ઉપરન્નાતના શેઠે ખુબ એ સબંધી સખ્તાઇ રાખવી જોઇએ; બની શકે તો જમવા બેસવાની

જગાઓ એટલી વિશાળ રાખવી કે એકને એક ઠેકાણે બે પંગતોને બેસવું ન પડે. કોઈ પણ ભાગમાં અંડેર તથા ઉજડ ન જોઇએ, તથા તેને એક બે જગાએ દરવાજા શીવાય ચોતરફ વંડાવાળી લેવો જોઇએ.

**૩ જમણવારનાં પાત્ર બાબત**—રસોઈ કરવાનાં વાસણોમાં બની શકે તેટલાં માટીનાં (ચીનાઇ માટીનાં વાસણ તો હિંદુઓ વાપરતા નથી) હોવાં જોઇએ, અને બાકીનાં ધાતુનાં હોય તેના ઉપર સારી રીતે કલઇ ચઢાવેલી હોવી જોઇએ, અને તે એકવાર જ્યારે તેઓ નવાં લીધેલાં ત્યારે ચઢાવી હોય તે તે વાસણો ભાગી જાય ત્યાંહાંસુધી ચલાવવી ન જોઇએ, ઉતરી જાય કે તરત એટલે થોડી થોડી મુદ્દતે ફરી ફરીને ફેવરાવવી જોઇએ, વળી જમણવારને દીવસે તેમને રસોઇના ઉપયોગમાં લેતા પેહેલાં સારી રીતે અંદરથી તથા ઉપરથી પણ મંજાવી ધસાવી સાફ એ લે કોઇ પણ જગાએ કાટ અગર મેલ ન રહે તેવાં કરાવવાં જોઇએ, તેમજ જમણવાર જમી રહ્યા પછી તે સઘળાં વાસણને તેવીજ રીતે સાફ કરાવી જ્યાં મુકાતાં હોય ત્યાં પોહોચતાં કરવાં જોઇએ, અગર બીજે દીવસેજ જમણવાર હોયતો તેમાં લેવાં જોઇએ, વળી જેના કબજામાં એ જાતનાં વાસણો રેહેતાં હોય તેણે પણ જ્યારે એ વાસણો પાછાં આવે ત્યારે ઉપર મુજબ સાફ થયેલાં છે કે નહી તે જોઇને લેવાં જોઇએ.

એ વાસણો વાડીના એક ભાગમાં ત્યાં રેહેનાર નોકરના તાબામાં મુકવાં જોઇએ; કેમકે જ્ઞાતના શેઠને એ કામ મફત કરવાનું હોવાથી વેઠાયું સમજેછે, માટે ઉપર મુજબનો બંદોબસ્ત કરવો જોઇએ. આ ઠેકાણે મારે જણાવવું જોઇએ કે હિંદુલોકો હરેક બાબતમાં સ્વચ્છતા રાખવાનો જે પ્રયત્ન કરે છે, તે ઘણો ખરો ધર્મને બહાને હોયછે; જેમકે ધોયલાં ધોતીઆં પેહેર્યા વગર અગર નહાયા વગરતો જમવા બેસાય નહી. અગર ગ્રહણ આવે ત્યારે ઘરની ભીતો વગેરે તથા વાસણ, લુગડાં ધોઈ સાફ કરવાં જોઇએ, કેમકે તે ગ્રહણની છાયાથી અભડાયછે; આવા વીચારથી તે લોકો હરેક ચીજ પાણીમાં બોળાઈ એટલે બસ થયું એમ સમજેછે, અને તેવીજ રીતે રસોઇનાં વાસણને માટે પણ થાયછે; જમણવારને દીવસે ઘાંયજા અગર તેવા બીજા માણસને તે કામ સોંપેછે, તેઓ તેમાં થોડુંક પાણી નાખીહલાવેછે, અને પછી પાણી ઢોળી દેછે, એટલે તે વાસણ ધોવાયું ગણાયછે; માટે આ બાબતમાં તેમ ન થતાં, બીલકુલ મેલ અગર કાટ જતો રહે એવી રીતે સાફ કરાવવાં જોઇએ.

જમવા બેસવાનાં પાત્રમાં ખાખરા અગર કેળનાં પાંદડાંનાં પતરાળાં પડીઆ જેમનામાં વાપરવાનો ચાલ છે તે ઠીક છે; કેમકે તેમાં એક જણ જમ્યું એટલે તેને તે બીજાના કામમાં લેવાતું નથી, વળી તે સફાઇની બાબતમાં

પણ પસંદ કરવા જોગછે, અને સસ્તાં પણછે; પરંતુ તે વાપરનારાઓએ એક વાત ધ્યાનમાં લેવી જોઇએ કે તેમાં જમણ આવતા પેહેલાં તેને સારી રીતે ખંખેરી તથા પછી પાણી છાંટી લુગડા વતે લોઈ નાંખવું જોઇએ; કેટલાક લોકો ધીવાળું જમણ ઝટ ઠરી જવા સારૂ પાણીતો છાંટેછે, પણ તે લોઈ નાખતા નથી, તેથી ઉલટો કચરો વગેરે જમણમાં આવેછે. વળી તે એઠાં પતરાળાં તેને તેજ દીવસે ગામ બહાર દુર ફેકાવી દેવરાવવાં જોઇએ, કેમકે બીજે દીવસે સહવાર સુધીમાં તો તેઓ કોહીને ગંધાઈ ઉઠેછે. શ્રાવક વગેરે જેમનામાં કાંસાની થાળીઓ વગેરેમાં જમવાનો ચાલ છે, તેમનામાં પંગત આગળ ઘણોજ ગંદવાડ થાયછે તથા એકની જમેલી થાળીમાં બીજાને જમવું પડેછે, તેથી ચીતરી ચઢે એવુંછે; હવે પતરાળાંમાંતો તેઓ જમતા નથી, કેમકે તેઓ ધારેછે કે તેમાં ઝીણાં જીવડાં હોયછે તે મરી જાય; આ એક વહેમ છે એમ કહીએ તો ચાલે, એ ભાઇઓ જો સૂક્ષ્મ દર્શકયંત્રની મદતથી જોશેતો માલમ પડશેકે તેઓ જેજે ચીજ વાપરેછે, તેમાં અસંખ્ય એવાં જીવડાં છે, જેપાણી તેઓ દશવાર ગળીને પીએછે, તેમાં પણ શું જીવડાં નથી હોતાં? હવે ગમે તેમછે, તોપણ આ ઠેકાણે મારે તેમને તેમના ધર્મ વીરૂદ્ધ ચાલવાની ભલામણ કરવાની જરૂર નથી; તો પણ તેમણે એટલું તો કરવુંજ જોઇએ કે જો જમવાનાં

પાત્ર ન્યાતથી હોય તો દરેક જણને જુદાં જુદાં પહોંચી શકે એટલાં તે કરાવવાં જોઇએ, અગર ઘેરથી લાવવાનો ચાલ હોય તોપણ માણસ દીઠ એક એક થાળી વાડકી જુદી જુદી લાવવી જોઇએ, કેમકે પહેલાંના જમનારા- ઓની એંઠી થાળીઓ સારી રીતે સાફ કરી બીજાના ઉપયોગમાં લાવવા જેટલો વખત બીજી પંગતવાળાઓને મળી શકતો નથી; તોપણ એટલું તો ખરૂં કે બીજી ધાતુ કરતાં કાંસાનાં વાસણ સેહેલથી અને સારી રીતે સાફ+ થઇ શકેછે.

જે ન્યાતીઓમાં પતરાળાં, પડીઆ, તથા થાળીઓ વાડકા ઘેરથી લેઇ જવાનો ચાલછે તે ઘણો હરકત કરતાછે તે-

---

+શ્રાવક લોકો મેશ્રીઓથી જુદા પડ્યા ત્યારે સુધારા- માં તેમણે પાટલા તથા કાંસાની થાળી વાડકામાં જમ- વાનો ચાલ દાખલ કર્યો; પણ તેમ કરતાં તેઓએ ઉપર બતાવ્યા મુજબ ઉલટો ગંદકીનો તથા એંઠવાડનો વધારો કર્યો. વળી મારા સાંભળવામાં આવ્યું છે કે તેમના- માં એક ઘણો નઠારો ચાલ એ પેઠોછે કે થાળીમાં લીધે- લું જમણ વગેરે જમતાં જમતાં ટાઢું પડી જાય તો તે પાછું આપેછે, અને બીજુ ઉનું લેછે, અને પેલું પાછું આ વેલું ટાઢું ઉનું કરી ફરીથી પીરસવામાં આવેછે. આ રીવાજ ઘણોજ ખરાબ અને ચીતરી ચઢે એવોછે, માટે તે હોય તો એકદમ બંધ થવો જોઇએ.

મજ શરમ ભરેલોછે, માટે તે બંધ થવો જોઇએ. વળી જમનારાઓ બીચારાને પોતાનાં સારામાં સારાં લુગડાં પેહેરી છેક ભોંય ઉપર બેસવું પડેછે, તેથી તેમનો જીવ લુગડામાંજ રેહેછે, માટે બેસવાને સારૂ ન્યાતથી પાટલા અગર લાંબાં પાટીઆં કરાવવાં જોઇએ.

મુસલમાન તથા પારસી લોકોની જમણવારોમાં રસોઇનાં વાસણો ઉપર કલઇ તો સારી રીતે દીધેલી હોયછે, પરંતુ તે સાફ રાખવા ઉપર જોઇએ તેવું ધ્યાન અપાતું નથી, વળી મુસલમાન લોકોમાં એક થાળમાંજ ચાર પાંચ જણ ભેગા જમેછે, તે પણ ચાલ ફેરવવા લાયકછે. પારસીઓ ચીનાઇ કાચ માટીનાં વાસણોમાં જમેછે, તે સૌથી વધારે પસંદ કરવા જોગછે. પણ તે કેટલાંક કારણથી અને જમનારાઓની મોટી સંખ્યાથી બીજી ન્યાતીઓ વાળાથી બની શકે તેમ નથી.

૪ જમણ બાબત.-જમણવારોમાં જે જમણ કરવામાં આવે છે, તે પરોપકર કરવા ઉપર જોઇએ તેટલું લક્ષ આપતાનથી. તેમાં જમનારાઓની તનદુરસ્તીમાં બગાડ ન થાય, તે વાત કરતાં તે વધારે સ્વાદદાર થાય, તે ઉપર વધારે લક્ષ આપવામાં આવેછે, અને ઘણી વખત તો જમણમાં વધારે પૈસા ખરચીએ તો વધારે જશ મળે એમ ધારીને એને વાતને વીસારી મુકેછે, જમણની ઘણી ખરી વસ્તુઓમાં ઘી, ખાંડ, દુધ, એ વસ્તુઓનું પ્રમાણ વધતું હોયછે,

જેઓ સેહેજ પચી શકતાં નથી, અને તેની સાથે લોકોની અતીશય ખાવાની આદતને લીધે ઘણાઓની તનદુરસ્તી બગડેછે. વળી સઘળી જમણવારોમાં શાક ભાજીઓનું જોર વધારે હોયછે, જેને ઘેર તેની સંખ્યા વધારે હોયછે, તેની સરસાઈ ગણાય છે. તે શાક લેહેજતદાર થવા તેમાં ખુબ તેલ મરચાં અને બીજો મશાલો હોમેછે, તેથી તે ખાવાની તો મઝા પડે છે ખરી, પણ તે ઝટ પાચન થતાં નથી; માટે મારો વીચર તો એવો છેકે જમણવારોમાં એવાં જમણો કરવાં કે જેમાં ઘી ખાંડનો બહુ માર ન હોય; ઉપર ઘી પીરશવાનાં જમણ તો બીલકુલ બંધ કરવાં જોઇએ. વળી કેટલાક લોકો જશને ખાતર જોઇએ તે કરતાં પણ વધારે ઘી, ખાંડ નાખી ઉલટુ જમણ બેસ્વાદ કરે છે; જેમ એક ગામમાં ઉપર ઘી પીરશવાની જમણવારો કરવાનો વધારે ચાલ હતો, ત્યાં જ્યારે ઘણી મોઘવારી થઇ ત્યારે ઉપર ઘી નપીરસતાં અંદર નાખીને લાડુનાં જમણો કરવાનો સઘળાઓએ ઠરાવ કર્યો; હવે લાડુમાં શેરે અચ્છેર અને વધારેમાં વધારે શેરે શેર ઘી હોયતો બસ થાય, અને તે લાડુ પણ સારો થાય, છતાં લોકોએ પોતાની મુરખાઇથી એક બીજાથી ચઢા ચઢી કરી તે એટલું બધુ વધારી મેહેલ્યું કે તેમાં શેરે બશેર સુધી ઘી નાખવા માંડયું હવે એટલું બધુ ઘી સમાવું મુશકેલ, અને તે લાડુ વળાવો પણ મુશ·

કેલ પડે, તેથી પછી તેમાં ખાંડ પણ તે મુજબ વધારે નાખે છે; અને તે લાડુ ઠરવા સારૂ જમણવારની બે ત્રણ દીવસ અગાઉ કરી મુકે છે, તો પણ જોઇએ તેવા ઠરી શકતા નથી; અને શીઆળા વગરની બીજી રૂતુઓમાં તો એવા લાગેછે કે તે એ "ઝી" ના ભાવીકોનેજ ભાવે. માટે એવું નકામુ ખરચ કરી જશ લેવાનોલોભ લોકોએ કાઢી નાખવો જોઇએ. વળી શાક વગેરેની સંખ્યા પણ ઝાઝી ન કરવી જોઇએ; સારી જાતનાં ચાર પાંચ શાક હોયતો બસ. લોકો જશની ખાતર ચાળીસ પચાસ સુધી શાક કરેછે, પણ તે સઘળાં લોકો ખાતા નથી, ઉલટાં છાંડીને બીગાડ કરેછે. આ ઉપરથી કોઇના મનમા એમ આવશે કે ત્યારે એવાં જમણો તથા શાક ભાજીઓ લોકો કયારે ખાય? અને નખાય ત્યારે શું તેમની ક્રીઆ બીલકુલ ભુલી જઇ પાકશાસ્ત્રની વિદ્યામાં ઘટાડો કરવો જોઇએ? તો તેનો જવાબ એટલોજ કે એવાં જમણ મરજી હોયતો વારતહેવારે પોતાને ઘેર કરીખાવાં, અગર બે ચાર દોસ્તો સાથે ઉજાણી નીકળ્યા હોય ત્યારે કરવાં જોઇએ, કે ત્યાં હદથી જ્યાદે ખવાય નહી. અને સઘળી જાતનાં શાક એકે વખતે નખાતાં જુદે જુદે વખતે જુદાં જુદાં ખાઇ શકાયછે. વળી કેટલાંક જમણોમાં કેફ ચઢે એવી વસ્તુઓ નખાયછે, તે પણ નહી નાખવી જોઇએ; આમલી, મરચાં, તેલ વગેરે શરીરની તનદુરસ્તીને બગાડે છે માટે

તે થોડાં નાખવાં જોઇએ, અગર તેની ગરજ સારે એ-વાં બીજા મશાલા નાખવા જોઇએ.

૫. **જમવા જતી વખતના પોશાક બાબત—** આ બાબતનું મૂળ ધર્મને લગતું આવી જાય છે, તે-થી તે સબંધી યોગ્ય ફેરફાર કરવા સબંધી આ જગાએ વીચાર આપવાની મારી મરજી નથીઃ પરંતુ એટલું તો ખરૂં કે જમવા જતી વખતનો પોશાક સ્વચ્છ હોવો જોઇએ. પંદર વર્ષ ઉપરનું ધોયલું અને છેક ફાટી અથવા જીરણ થઇ ગયેલું રેશમી લુગડું પેહેરીને જવાય, અને તરતનું ધોયલું અને નવું સુતરેલ ધોતીયું પેહેરીને ન જવાય એ ઘણું ઉંધુ તો છે ખરૂં, તો પણ હાલમાં તો બ્રાહ્મણ શી-વાયની બીજી ન્યાતોની બાયડીઓ તો સુતરેલ શાળુ વગેરે લુગડાં પેહેરી જાય છે, તથા પીરસનારાઓ અને પંગત વચે ફરનારાં ઘરનાં માણસો તો ગમે તેવો પોશાક પેહેરે છે, તથા કેટલાક જમનારા પુરૂષો પણ કેડે ધોતીયાં (સુતરે-લ) વીટીને તથા ઉપરણા અને રૂમાલ ઓઢીને આવે છે, તેથી હવે પવીત્રાઇ સબંધીનો બાધ તો તેમનામાં નામનોજ રહ્યો છે; અને તે થોડા દીવસમાં નીકળી જશે. બીજી નીચી ન્યાતોમાં તો પુરૂષો તથા સ્ત્રીઓ ગમે તે જાતનાં લુગડાં પહેરે છે, પણ હવે તે લોકોએ તેવાં ચોખ્ખાં અને સફાઇદાર રાખવા ઉપર ધ્યાન આપવું જોઇએ. કેટલાક ઉંચીન્યાતના હિંદુઓ વળી અડધે નાગે શરીરે

જમવાની ખાતર સેંકડો લોકોની નજર આગળ થઇને જાયછે, એ ઘણી ખરાબ રીત છે, અને ખરૂં જોઇએ તો તે નીરલજ અને લગાર જંગલીપણાની નીશાની છે; માટે શરીરનાં સઘળાં અંગને ઢાંકવાનાં વસ્ત્ર પેહેરવાનો ચાલ પાડવો જોઇએ; મારા વિચાર પ્રમાણે તો પુરૂષોએ અંગોટીયું, તથા રેશમી કે ઉનની બંડી તથા માથે દશશેરની પાઘડી નહી પણ ઉપર બતાવેલી જાતનાં લુગડાંની §ટોપી

§ જ્યારે રેશમ, ઉન કે શણનાં અંગોટીઆં, તથા શાલો બનાતો વગેરે પેહેરાય છે અને ઓઢાય છે, ત્યારે એ જાતની બંડી કે ટોપી પહેરવામાં શી હરકત હશે, તે મને સમજાતી નથી. આમ ચાલ પડવાનું મૂળ કારણ એમ માલમ પડયુંછે કે અગાઉ આપણા દેશમાં પાઘડી, અગરખાનો બનાવટજ નહતી. અને સઘળા પુરૂષો ફકત ધોતીયું પેહેરી તથા અંગવસ્ત્ર ઓઢીને ઉઘાડે માથે ફરતા હતા, આ ચાલ હજુ પણ કેટલેક ઠેકાણે દક્ષિણમાં તથા બંગાળામાં જોવામાં આવેછે, પણ મુસલમાની રાજ્ય થયા પછી તે લોકોએ આવે નાગે વેશે કચેરી વગેરેમાં આવતાં તેમને અટકાવવા માંડ્યા; તેથી અને તે લોકની દેખાદેખીથી જાહેર જગાએ જતી વખત તથા દરબારમાં જતી વખત, જામો (અંગરખું) તથા પાઘડી પેહેરવાની તેમને જરૂર પડી, પણ ઘરની અંદર તથા શોળે થાય તે વખતે તથા દેવ પુજા વખતે અગાઉનો જુનો ચાલજ કાયમ રહ્યો, અને તે મુજબ અદ્યાપી સુધી ચાલે છે. પણ હવે ઉપર મુજબની સગવડ કરવાને હઠીલાઇ કરવી એ કેવળ ગાંડાઇ છે.

પેહેરવી જોઈએ, તથા રૂમાલ રાખવો જોઇએ, અને શીઆળો હોય તો હાલની પેઠે ઉપર શાલ અગર બનાત કે કામળ પણ ઓઢવા જોઇએ; અને સ્ત્રીઓએ હાલના પોશાકની સાથે વધારામાં શીઆળામાં શાલ કે બનાત અગર એવું બીજુ કાંઈ લુગડું ઓઢવું જોઇએ. પારસી તથા મુસલમાનોની એ સબંધી રીતો તો ઠીક છે, વળી આ ઠેકાણે મારે જણાવવું જોઇએ કે સઘળા લોકો જમણવારને ટાણે પોતાનું શરીર શોભાવવાને તથા ઘરની છત બતાવવાને કોશીશ કરે છે. અને તેમ થવાને સારાં કીમતી લુગડાં પેહેરે છે. વિશેષ કરીને હિંદુઓ તે કારણને માટે સોન રૂપાનાં ઘરાણાં ઘણાં ઘાલે છે, અને તેમાં પણ તેમની સ્ત્રીઓ તથા છોકરાં તો તે બાબતમાં હદ પાર જાય છે, તેઓનો કોઇ પણ શરીરનો ભાગ ઘરાણાં વગરનો ખાલી હોતો નથી, અને કેટલાક ભાગ ઉપર તો પાંચપાંચ છછ જણશો સાથે હોય છે, આથી કેટલીક જાતના ગેર ફાયદા થાય છે તથા જાન વગેરેનું નુકશાન થાય છે, તે આગળ ટુંકામાં બતાવ્યું છે માટે આ જગાએ લંબાણથી બતાવવાની જરૂર નથી: મારો અભીપ્રાય તો એવો છે કે ઘરણા પેહેરવાનો ચાલ બીલકુલ નીકળી જવો જોઇએ, અગર તેમ નહી તો જુજ, અને શરીરના કોઇ કોઇ ભાગ ઉપર પેહેરવાં જોઇએ; અને તેને બદલે સારો પોશાક પેહેરવા ઉપર વધારે

ધ્યાન આપવું જોઇએ; કેમકે તેઓ જે મતલબને સારૂ એટલાં બધાં ઘરેણા પેહેરે છે તે મતલબ એથી પાર પડતો નથી; લોકો કાંઇ તે ઘરેણાં ઉપરથીજ તેમના ઘરની છત તથા આબરૂ ગણી ભુલાવામાં પડતા નથી; તેમ વધારે ઘરાણાથી વધારે રૂપાળાં દેખાય છે, તેમ પણ નથી.

૯ **જમણવારમાં જમવાના વખત બાબત**—એ વખત ઘણું કરીને બપોર પછી થંડો પહોર થવામાંડે ત્યારથીતે સંધ્યાકાળ સુધીમાં હોવો જોઇએ. શ્રાવક તથા કણબીની જમણવારોમાં છેક સવારના આઠ વાગ્યાથી જમવું શરૂ થાયછે તે છેક સાંજ સુધી જારી રહેછે; તેથી જેમ આવતાં જાય તેમ બેસતા જાયછે, તથા દરેક જણ ઓછામાં ઓછા બે વારતો જમવાના ખરાજ પણ કેટલાંકતો (વિશેષે કરીને છોકરાં અને સ્ત્રીઓ) ત્રણ ત્રણ ચારચાર વાર જમેછે. ટુકામાં જમણવારને દીવસે આખો દહાડો ત્યાંને ત્યાંજ રહેછે કે આથી તેમનો ઘણોવખત નકામો જાયછે, તથા શરીર બગાડેછે, અને રાંધેલી રસોઈ ચોળાઈ ચોળાઇને ખરાબ તથા સ્વાદ વગરની થઇ જાયછે. તેમજ કેટલીક ન્યાતોમાં ઘણી રાત ગયા પછી જમવા જવાનો ચાલછે; આથી જમનારાઓ અને તેમાં વિશેષે કરીને છોકરાં ઉંઘના કબજામાં આવી જાયછે, તેથી તેમને જમવાની ગમત પડતી નથી, તથા વખતે દુર જવાનું હોયતો બૈરાં છોકરાંને ઘરાણાં લુગડાં સાથે જવા

આવવાની પણ ઘણી ધાસ્તી રહેછે. માટે જરૂર તે ન્નાતો વાળાઓએ એ વખત ફેરવવો જોઇએ અને ઉપર બતાવેલા વખતની અંદર રાખવો જોઇએ.

૭ પીરસનારાઓની બાબતમાં.—ઘણીક ન્નાતોમાં પીરસનારાઓનો સારો બંદોબસ્ત ન હોવાથી જમનારાઓ ઘણા હેરાન થાયછે, તથા ઘર ધણીનું ઘણું નુકશાન થાયછે, અને ઉલટો અપજશ આવેછે. પીરસનારાઓની સંખ્યા પુરતી ન હોવાથી તથા તેઓને તે ઉપરજ પુરી કાળજી ન હોવાથી પીરસણ બધે એકદમ પહોંચતું નથી અને તેથી જમનારાઓ બુમરાણ કરી મુકેછે; ઘણા ખરા જમવા બેઠેલા ઉઠીને પોતાને હાથે કેટલીક જણશો લેઇ આવેછે, તથા તે પોતાને અને પોતાનાં સગાં વહાલાંને ભાણે મુકી લાગલું આણેલું વાસણ વચે ફેકતો કે પોતે જમવા બેશી જાયછે; આથી "બળીઆના બે ભાગ એ મુજબ થાયછે; કેટલાક જણ પાછળથી નહી આવે એ ફીકરથી જમણની વસ્તુ ખુબ પોતાના ભાણામાં ભરેછે; અને તેની નજીકના ભાણાંવાળા પોતાનામાંથી કોઇ લાવી શકે એવું નહોવાથી સમુળગાં ખાલી રહેછે, અથવા એક વસ્તુ આવે છે તો બીજી સમુળગી આવતી નથી; અને તેથી ઘણા જણ અડધા ભૂખ્યા જેવા જાયછે; ત્યારે કેટલાકનાં ભાણામાં પુષ્કળ છાંડેલુ પડ્યું રહેછે. આવી જાતની ગરબડ જે ન્નાતો ઘણી મોટી હોયછે, તેમાં વધારે જોવામાં

આવે છે, માટે તે બાબતોનો સઘળી ન્નાતોમાં પક્કો બંદોબસ્ત થવો જોઇએ; અને તેને માટે નીચે મુજબ ગોઠવણ કરવી મારી નજરમાં આવેછે. ઘરધણીએ અગાઉથી પોતાના સગા વહાલા તથા મળતીઆ બાબસતામાંથી જમનારાઓની સંખ્યાના પ્રમાણમાં પીરસનારાઓ મુકરર કરવા જોઇએ, અને તેઓમાંના અમુક જણે અમુક જણસ પીરસવી એ પણ ઠરાવી આપવું જોઇએ, તથા તેઓ પહેલી પંગતથી તે છેલ્લી પંગતસુધી એક સરખી રીતે પોતાનું કામ કરે તેવું તેમને કહેવું જોઇએ (બની શકે ત્યાંસુધી નાના છોકરાને એ કામમાંથી બાતલ કરવા જોઇએ, કેમકે ઘણીવાર શાક પીરસવાનું કામ તેમને સોંપાયછે;) તથા તેઓએ જે પંગત પકડી હોય તેને તેજ પંગતે પીરસતા ચાલ્યા જવું જોઇએ; એમ થવાથી દુર બેસનારાઓને પણ ધીરજ રેહેશે કે આપણે ભાણે પણ આવશે ખરૂ; વળી જે ન્નાતોમાં જમીને પીરસવાનો બાધ નથી તેમણે પીરસનારાઓને અગાઉથી જમાડવા જોઇએ, કે તેમનું લક્ષ પીરસવા તરફજ રહે; આમ થવાથી જમનારાઓને સઘળી રસોઇ જોઇએ તેટલી અને જોઇએ તે વખતે પહોંચી શકશે, તથા ઘરધણીનો બીગાડ થતો અટકશે.

૯ **જમણવારો અટકવાબાબત.**—કેટલીક ન્નાતીઓમાં એવો ચાલ છેકે કોઇને ત્યાં જમણવાર હોય, અને તેની

રસોઇ ચાલતી કરી નહોય પણ લોટમાં પાણી નાખવાની તૈયારી હોય, અને તેવામાં અગર તે પેહેલાં કોઈ મરી જાય તો તે જમણવાર અટકે છે; અને તે પેલા મરનારના બારમા પછી થઇ શકેછે: વળી તેની અંદર બીજુ કોઇ મરી ગયુંતો પછી તે પાછળથી મરનારના બારમા પછી વાત જાય છે, એમ ઘણીવાર મોટી જ્ઞાતોમાં અણી ઉપર આવેલી જમણવાર છ છ મહીના રઝળે છે; આથી કરીને પેલા જમણવાર કરનારને ઘણું નુકશાન થાય છે, કેમકે તણે તો સઘળો સામન તૈયાર કરી મુકયો હોય અને આવી અણચીતી અડચણ આવવાથી રઝળે છે; ઘણીકવખત લાંબી મુદત જવાથી થાકીને તેનો સામાન સસ્તે ભાવે વેચી દેવો પડેછે; અને જ્યારે પ્રસંગ આવે છે ત્યારે તેવો તૈયાર કરવો પડેછે; ઓચીંતો અને ટુંકી મુદતમાં કરવો પડેછે તેથી ઘણી ખરી વસ્તુઓનું બમણું દામ બેશેછે; બએહજાર ઘરની જ્ઞાતોની જમણવારોની સઘળી સામગરી એક બે દીવશમાં તૈયાર કરાવવી પડેલી એવું ઘણીવાર મારા જોવામાં આવેલુ છે, તેમજ તેવી મોટી જમણવારો એક ચાર ઘડી નેસારૂ અટકી પડેલી પણ મારા જોવામાં આવેલી છે; આ ચાલનું મૂળ કારણ જોઇશું તો જેને ઘેર મરી ગયું હોય, તેનાં સગાં વહાલાં શોકનેલીધે જમવા આવતાં અટકે એજછે, પણ એવા જુજ કારણને માટે આટલું બધુ નુકશાન ખમવું પડે એવો ચાલ

કાઢી નાંખવો ઘટારત છે, ઘરધણીને બીચારાને પૈશા-નુંજ નુકશાન થાય છે એમ નથી, પણ એના ને એના ઉલામા તથા ફીકરમાં તેને કાંઈ ધંધો રોજગાર પણ સુઝતો નથી.

**૯ જમણવારમાં જોયતા સામાન ન્યાતનાં બઈરાં પાસે તૈયાર કરાવે છે તે બાબત**—કેટલાકનામાં જમણવારમાં જોઇતા ચોખા, લોટ વગેરે ન્યાતનાં બૈરાં પાસે તૈયાર કરા-વવાનો એટલે ઘરદીઠ અમુક શેર ડાંગેર ખાંડવા, તથા અમુક શેર ઘઉ વગેરે દળવા સારૂ આપવાનો ચાલ છે. એ ચાલ પણ સારો નથીઃ એમાંથી જેટલો ફાયદો થાય તેથી વધારે નુકશાન થાય છે; એટલે ઘટ ઘણી આવે છે, તો પણ તેઓને કેહેવાતું નથી. તથા વખતે કેટલાંક તેજ જાતની હલકી વસ્તુનો ભેગ કરીને લાવે છે. તો પણ બોલાતુ નથી; વળી એ ચાલ ઘણી વાતે શરમ ભરેલો છે માટે તે બંધ કરી ઘરધણીએ તે પણ પૈશા ખરચી તૈયાર કરાવવો જોઇએ.

**૧૦ જમણવારની રસોઈ કરવા બાબત**—કોઇ કોઇ ન્યાતોમાં જમણવારની રસોઇમાં રોટલી વણાવવી, લાડુ બં-ડાવવો એવાં એવાં કામ ન્યાતનાં બૈરાંપાસે કરાવવાનો તથા બીજી રસોઈ મરદો પાસે કરાવવાનો ચાલછે, અને તે કામ કરવા ઘરદીઠ એક માણસે જવુંજ જોઇએ એમછે; આ પણ ચાલ ઠીક નથી, એ કામ તે લોકો વેઠીયું ગણી

કરેછે, તેથી ગમે તેમ શરીરને થોડી મહેનત પડે એવી યુકિતઓ કરેછે, વગેરે બીજીપણ ઘણી બેકાળજી થાય છે, તેથી કેટલુંક નુકશાન થાય છે તથા સામાન સારા છતાં રસોઈ નઠારી થાયછે, અને તેથી અવજશ મળેછે; આ ચાલ ઘણી ખરી ન્યાતોમાંથી નીકળી જવા માંડ્યો છે એ કામ પૈશા લઈને કરનારા બ્રાહ્મણો વીગેરે મળી આવે છે, અને તેથી તેમની પાસે કરાવેછે, છતા હજુ જેઓ-નાંમાં એ ચાલ હોય તેમણે બંધ કરવો જોઈએ.

૧૧ **જમણવારની રજા લેવા બાબત**—કેટલીક ન્યાતો-માં દસ્તુર છે કે જેને ઘેર જમણવાર હોય તે ધણીએ આગલે દીવસ ન્યાતના ઘણાખરા આવી શકે તેટલા મા-ણસોને ન્યાત પટેલના ઘર આગળ અગર બીજી અમુક જગાએ ભેગા કરી તેમની રજા લેવી જોઈએ; અગર જોકે સામન તો સઘળો તૈયાર કરી મુકયો હોય, ફકત લોટમાં પાણી નાખવાનું બાકી હોય. એ ભરાયલા લોકો જમણવાર કરનાર ધણી પાસે ન્યાતશી કાંઇ લેણુ હોય, અગર તે ધણી ન્યાતના કાયદાથી કાંઇ ઉલટો ચાલ્યો હોય તેથી તેની પા-સેથી કાંઇ દંડ લેવો હોય, અગર બીજી શીક્ષા કરવી હોય, તે સર્વેનો નીકાલ કર્યા પછી તેને જમણવાર કરવાની રજા આપે છેઃ ઘણી વખત તો બીજાઓને લગતા તે સબંધીના વાંધા ચુકવવાનું કામ પણ આ વખતે કાઢે છે; જો કદાપી તે પડેલા વાંધા કાંઇ કારણથી ન ચુકે, અને તેમાં જમ-

ણવાર કરનારના તરફનો વાંક હોય તો તેને રજા ન આપતાં તેની જમણવાર અટકાવે છે.

હવે જે દિવસે એ વાંધો પડે છે, તે ફકત જમણવારની આગલો દિવશજ હોવાથી તૈયાર કરેલો સઘળો સામાન રઝળે છે અને તેથી તેને નુકશાન થયછે; માટે એ રજા લેવાનો ચાલ જમણવારના દીવશથી ઓછામાં ઓછા દશ દીવશ અગાઉ હોવા જોઇએ, તથા કોઇ મરણના કારણથી અટકેલી જમણવારની એક વાર રજા લીધી હોયતો ફરીથી લેવી ન જોઇએ, તથા તે સાથે એવો પણ ઠરાવ થાયતો સારૂ કે એવા પડેલા વાંધાં જમણવારની રજા વખતે કાઢવા કરતા બની શકેતો જ્યારે પડે ત્યારેજ પંચે ભરાઇને કાઢવા જોઇએ. હવે આ ઠેકાણે મારે જણાવવું જોઇએ કે આપણા ઘરડાઓએ ન્યાત સબંધી પડેલા વાંધા ન્યાતનાજ પંચોથી ચુકવવાનો જે રીવાજ પાડેલોછે તે બહુડહાપણ ભરેલોછે, પણ હાલના વખતમાં તે કામ જોઇએ તેવી સારી રીતે ચાલતું નથી; દરેક ન્યાતમાં એક બે અગર તેથી વધારે શેઠ અગર પટેલ હોય છે. તેઓના હાથમાં ન્યાત સંબંધી ઘણી સત્તા હોય છે, એટલે પડેલા વાંધા વગેરે ચુકવવામાં ઘણું કરીને તેમની મરજીની વીરૂદ્ધ બીજાઓ થઈ શકતા નથી; હવે સાધારણ નજરે જોઈશું તો પણ માલુમ પડશે કે એ અત્યાર તેઓએ પ્રમાણીકપણાથી તથા નીશપક્ષપાતે બજાવ

વો જોઇએ; પણ લખવાને ઘણી દીલગીરી ઉપજે છે, કે હાલના સમયના શેઠીઆઓએ તે ગુણોને એક કોરે મુકેલા છે. તેઓ હરેક વખતે પોતાનો સ્વાર્થ તપાસે છે, તેથી પડેલા વાંધામાં જેને જ્ઞાત શેઠીઆ સાથે સગપણ હોય, અગર મીત્રાઈ વગેરેનો ઈલાજો હોય તેઓ વગર શીક્ષાએ બચી જાય છે, અને કોઈ ગરીબ અને વગર જથાવાળો તેમની ભયંકર શીક્ષાના પંઝામાં આવી પડે છે; ઘણી વખતે તેઓ લાંચ ખાઈ તેવા ગુનેગારોને મદત કરે છે; આથી તે પટેલાનો ઈનસાફ નામનોજ રહેલો છે, અને જે ગુના સાંભળવાને સરકારને જ્ઞાત સબંધી ફરીઆદ વચે ન પડવાના કાયદાથી બાધ નથી આવતો, તેના ઈનસાફ કોરટે ચડે છે. પણ જેમાં સરકાર હાથ નથી ઘાલતી તેવા કામમાં તો પેલા અપ્રામાણીક અને વગીલા શેઠીઆઓના ઉપરજ આધાર રાખવો પડે છે; આથી કરીજ્ઞાતોની અંદર નારાજીપણું તથા કલેશ પેસે છે, અને તેથી જ્ઞાતના કડકા ઘણી વખતે થઈ જાય છે; માટે આ બાબત શેઠીઆઓએ ધ્યાનમાં રાખવી જોઇએ, નહીતો હવે તેઓનું ટટુ એમ ચાલે એવો વખત નથી.

**૧૨. જમવાનાં પાત્ર ઘેરથી લેઈ જાય છે તે બાબત**– ઘણીક જ્ઞાતોમાં જમવાનાં પાત્ર જેવાં કે, થાળીઓ, વાટકા અ-થાર પતરાળાં પડીઆ, તથા ઘીના વાટકા, અને કોઇ કોઇ

વખત બેસવાના પાટલા (ઘણું કરીને જે પોળમાં જમણ-
વાર હોય ત્યાંના રહેવાશીઓને ત્યાંથી પાટલા કે પાટીઆં
માગી લાવે છે; અથવા છેક નીચે બેસે છે) ઘેરથી જ
મનારાઓને પોતાની સાથે લેઈ જવા પડે છે; આ ચાલ
ઘણો નોર્લજ, દુઃખ દાયક, તેમજ ખોટી કંજુસાઇનો
છે, એમ કેહેવાને કશી હરકત નથી; બાઇડીઓએ જ-
મવા જતી વખતે હજાર બેહજારનું ઘરેણું પેહેરેલું હોય
અને હાથમાં ઉપર જણાવેલી વસ્તુઓ હોય, એ કેવો
નઠારો દેખાવ આપે? વળી કોઇ બીચારીની સાથે એક
બે નાનાં છોકરાં હોય. તેમને તેડવાં તથા આંગળી ઝાલી
દોરવાં હોય, અને સાથે પાણી પીવાનું તો સર્વને ભરી
લેઇ જવું હોયજ, અને શેહેરની પેઠે ગાઉ દોઢ ગાઉ ઉપર
જમવા જવાનું હોય તો તેને કેટલી વાંટબણા પડે, તેનો
વીચાર વાંચનારાઓએજ કરવો; વળી જમણવાર કરનાર
આટલું બધું ખરચ કરે ત્યારે એટલું જુજ ખરચ તેને
ભારે પડવાનું નથી; એતો ખરૂં કે ઘીને વાસ્તે વાડકા
તથા જેમનામાં થાળીએ જમવાનો ચાલ છે, તેમને સારૂ
એટલી બધી થાળી, વાડકાઓ તો ઘરધણીથી ઘરના પુરા
પાડી શકાય નહી; તો તેવાં વાસણો ન્યાતના ફંડમાંથી
કરાવવાં જોઇએ; (સઘળી ન્યાતોમાં દંડ અગર ઉઘરાણા-
થી થયેલું ફંડતો હોયછેજ, અને ન હોય તો ઉઘરાવીને
કરવું) અને તે જમણવાર કરનારે લાવીને સઘળા જમ-

નારાઓને પુરાં પાડવાં જોઇએ; પતરાળાં, પડીઆ તો જમણવાર કરનારના ઘરનાંજ હોવા જોઇએ; પણ તેની સાથે એવો બંદોબસ્ત કરવો કે એક માણસ પતરાળાં તથા પડીઆની અમુક સંખ્યાજ લે, વધારે લેતો અમુક દંડ ભરે, કેમકે કેટલીક જગાઓએ મારા જોવામાં આવ્યું છે કે એક એક આદમી પાંચ પાંચ સાત સાત પડીઆ, અને તેટલાંજ પતરાળાં બગાડે છે; બેસવાને વાસ્તે, ન્યાતશી પાટલા તો શું પણ લાંબાં પાટીયાં કરાવ્યાં હોય તો ઠીક; અગર તેમ નહી તો એક એક મોટું પતરાળું આપવું જો- ઇએ, કેમકે જે ન્યાતમાં છેક ભોંય ઉપર બેસવાનો ચાલ છે, તે કેટલીક રીતે સારો નથી.

**૧૩ છાંડવા બાબત**—ઘણીક ન્યાતોમાં જમણ છાંડ- વાની મનાઈ નથી. તેથી પણ ઘરધણીનો કેટલોક નકામો બીગાડ થાયછે, લોકો પોતાથી કેટલુ ખવાશે તેનો વીચાર કર્યા વગર અગર પછીથી જોયશું તો આવશે નહી, એ ધાસ્તીથી જમણની વસ્તુ જોઇએ તે કરતાં વધારે લેછે, અને પછી છાંડેછે; માટે તે વાતને વાસ્તે પણ બંદોબ- સ્ત થવો જોઇએ, એટલે છાંડનાર ધણી કાંઈ જુદ દંડ ભરે એવું ઠરાવવું જોઇએ; અને આ બાબતની ત- પાસ કરવાને એક માણસ ઠરાવવો જોઇએ; આવી રીતે દંડના ભયથી કેટલાક જણ પરાણે ખાઈ જાય, અને તે- થી શરીરની તનદુરસ્તી બગડે, આવા વીચારથી કેટ-

લોક જણ આધારો પસંદ કરશે નહીં એ વાત ખરી છે, પણ તેમ કર્યા વગર છુટકો નથી, એકવાર એમ થશે એટલે બીજીવાર ચેતીને જોઇશું તેટલુંજ અગર લગારે ઓછું ચોપડશે, અને જોઇશું તો ફરીથી લેશે, તો તેથી કાંઈ હરકત થવાની નથી; વળી એ દંડ જુજ એટલે બે ત્રણ પૈશાનો હશે તેથી સમજુ હશે તે તો પરાણે આશે નહીં; પણ આ રીત દાખલ થયાથી ઘણોજ ગુણ થાયછે એટલે લગભગ ¼ ખરચનો એથી ફાયદો થાયછે, આ વાત મારા અનુભવ સીદ્ધછે; છાંડવાની મનાઈ ન હોવાથી છાંડેલી વસ્તુ ઘરધણી પાછી લેવરાવે છે, અને પછી ઘણીકવખત તેને છાનુંમાનું સારી વસ્તુ સાથે ભેળીને ફરી પીરસાવે છે; અને તેથી લોકોનું એઠું પાછળ બેસનારાઓને ખાવું પડેછે; આ વાત પોતાના ઘરના અનુભવ ઉપરથી ઘણાઓના જાણવામાં પણ હોયછે, માટે છાંડવાની મનાઇ કરવી એ બહુ સારી વાતછે, અને એમ કરતાં થોડુ ઘણું છાંડેલું આવશે, તેનો તો બીજી ઘણાક રીતે ઉપયોગ થઈ શકે તેમ છે.

૧૪ જમણ ચોરી જવા બાબત—જમણવારમાંથી કેટલાક લોકો જમણની વસ્તુ જોઇએ તે કરતાં વધારે લેઈ પછી સંતાડી છોકરાને ખાવા ઘેર લેઇ જાય છે, અને છુટા ઘીની જમણવાર હોય તો વખતે પાણી પીવાના લોટામાં ઘી ભરી જાયછેઃ આ ચાલ ઘણોજ ખરાબછે,

માટે તે અટકાવવાનો પુરતો બંદોબસ્ત કરવો જોઇએ; આવું કામ પુરૂષો કરતાં સ્ત્રીઆ વધારે કરેછે, કેમકે તેઓ એકતો વધારે અજ્ઞાન અને તેની સાથે તેવસ્તુ સંતાડવાને તેમનાં કાપડાં, ઘાઘરા, અને બીજાં લુગડાંથી વધારે સુગમ પડેછે; આથી વધારે ખરાબી એ થાયછે કે તેમની માની ચોરી કરવાની ટેવથી, તેનાં છોકરાંના મનપર નહાનપણથી ખોટી અસર થાયછે, એટલે તેમને ચોરીની છીટ રહેતી નથી; અને તે ટેવ મોટપણે ગમે એવા બોધથી પણ કાઢવી મુશકેલ પડેછે. કેટલીક જ્ઞાતોમાં તો થોડુ ઘણું તો ઉઘાડે છોગે બઇરાં લેઇ જાયછે, પણ તેને પુછી શકાતું નથી. પણ આપણામાં કેહેવત છેકે "ખાધુ પહોચે પણ લીધુ ન પહોચે", માટે એ ચાલ અટકાવવો જોઇએ; કોઈ કોઈ વખત બઇરાં ચોરી જતાં પકડાયછે, ત્યારે તેની ઘણી હોહો થાયછે, અને તેથી તે ઘરના ભાયડાઓને નીચું જોવું પડેછે.

**૧૫ ઢેડ વગેરે ભીખારીઓને અટકાવવા બાબત.**— જો કે વાડીઓમાં જમણવારો કરવાનો રીવાજ પડવાથી, પાછળ જણાવ્યા મુજબની ઢેડા વગેરેના તરફની કેટલીક હરકતો થતી તો અટકવાની પરંતુ બીલકુલ તો મટી જવાની નહીં, કેમકે તેવી જગાએ તે લોકો દરવાજા આગળ ભેગા થાયછે, અને તેથી જતા આવતાઓને તેમને ખસેડવા બહુ મુશકેલ પડેછે, સબબ ઘણી વખત તો

તેમનો સ્પર્ષ થયા વગર રેહેતા નથી; વળી તેઓની બુમો પાડવાની રીતથી પણ જમનારાઓને કંટાળો ઉપજેછે; એવી રીતની ટક ટક છેક પેહેલી ધાલથી (પંગત) તે છેક છેલી ધાલ સુધી અને તેથી પણ મોડે એટલે ઘર ધણી પરવારીને સુઇ જતા સુધી જારી રહેછે, અને સ-હવારમાં તે ઉઠ્યો ન હોય ત્યારે પેહેલી તો પાછી ચાલું થાયછે; માટે તે લોકો જમણવારને ઠેકાણે જમતી વખતે બીલકુલ ભરાયજ નહી એવો બંદોબસ્ત થવો જોઇએ; અને વાડીમાં જમણવાર ન હોય તો તે સર્વ કરતાં પે-હેલો કરવો જોઇએ, કેમકે તેમની તરફની પીડા કમકાટ ઉપજાવે એવી છે. આ બાબતનો પક્કો બંદોબસ્ત આપણા ન્યાતીભાઇઓથી થાય એવી મને આશા નથી, કેમકે તેમાં તેમની ખોટી દયા આડે આવવાની. દરેક ન્યાતોમાં એવા બંદોબસ્ત ઘણીવાર થાયછે, અને પાછા તુટી જાયછે, માટે એ વાતમાં પોલીસની મદત માગવી જોઇએ. મારો વીચાર એવો નથી કે ગરીબોને ખાવાનું ન પામવું જો-ઇએ, અને તેમાં પણ આવું એઠું તો કોઈ કંજુસ પણ રાખી મુકે નહીં, પણ તે સઘળું એકઠું કરાવી જમણવાર જમી રહ્યા પછી વેહેંચી આપવું જોઇએ, જમતી વખતે તેઓ બીલકુલ એકઠા થવા ન જોઇએ.

**૧૮ જમણવારમાં જમતાં જમતાં થતી લડાઈઓ બાબત.**—ઘણી વખત જમનારાઓમાં માહો માહે કાંઈ

કારણથી લડાઈ ઉઠેછે, અને એ વાતની એબથી કોઇ કજ્જ ન્યાત બાતલ હશે: કેટલીક ન્યાતોવાળાનો તો સાખજ પડી ગયેલી હોય છે, કે તેમની કોઈ પણ જમણવાર લડાઈ વગર ખાલી જાયજ નહીં; આમ થવાનાં કારણ તથા તેથી થતા નુકશાન બાબત પાછળ બતાવ્યુંજછે તે ઉપરથી માલમ પડ્યું હશે કે એ ઘણું ખરાબ કામછે, માટે એનું તો જડમુળ નીકળી જવું જોઇએ, એટલે જે ધણીઓ એવી રીતે લડે તેમની પાસેથી તેમના વાંકના પ્રમાણમાં ઘર ધણીને થયેલુ નુકશાન ભરી લેવું જોઇએ. હાલના સમય ઉપર વીચાર કરતાં એ કામનો ફેંશલો ન્યાતના પટેલો વ્યાજબી રીતે કરી શકે એમ લાગતું નથી, અને કરવા જાયતો ન્યાતમાં ફાટાફુટ તથા તડાં પડી જવાનો સંભવ, માટે એ બાબતના નુકશાનનો દાવો સરકારમાં થવો જોઇએ; એ લડાઇથી શરીર સંબંધી થયેલા નુકશાનને વાસ્તે તો લડનારાઓ સરકારમાં જશેજ.

૧૬. **જમવા બેસનારાંઓ સબંધી** કેટલીક ન્યાતોમાં ભાયડા તથા બાઇડીઓ એકી પંગતે જમવા બેસે છે: અને કેટલીકમાં ભાયડા પેહેલા અને બાયડીઓ પાછળ અને કેટલીકમાં બઇરાં પેહેલાં અને ભાયડા પાછળ એ રીતે જમવા બેસેછે. અનેકેટલીકમાં કાંઈ નીયમજ નથી જેમ આવે તેમ બેસેછે; હવે એ ચારે રાતોમાં જો પીરસનારની સંખ્યા પુરતી હોયતો પેહેલીરીત પસંદ કરવા જોગ છે; કેમકે

બીજી રીતમાં જમવાનો વખત સંધ્યાકાળ અગર તેથી મોડો હોયતો, ઘરાણા લુગડાં પેહેરીને બાઇરાંને એકલું જવું આવવું ધાસ્તી ભરેલું છે, તથા આબરૂ લુટાવાનો પણ સંભવ રહે છે; વળી પુરૂષો ધંધાદારી તેથા દુકાન ઉપર હોય અગર બીજે કાંઈ કામે ગયા હોય, તેથી તેમને તો જેમ લગાર મોડું હોય તેમ ઠીક પડે, તથા એક બીજાના એઠવાડમાં બેસવું પડે; ત્રીજી રીતમાં હરકત એટલી કે કેટલાક ફાકડે રાવ પુરૂષો વેહેલા આવી, જગારાખવાનું બહાનું કાઢી, બાઇરીઓને માથે આવી ઉભા રહે છે, અને કેટલાક પીરસવાનું બહાનું કાઢી પંગત વચે ફરતા ફરે છે, અને જમવા બેઠેલી સ્ત્રીઓની મશકરીઓ કરે છે; તેથી શરમાળ અને લાજાળુ બાઇરીઓને તથા આશપાશ બેઠેલી બીજી વૃધબાઈડીઓને ઓછું લાગે છે; તથા સ્ત્રીઓને ગંદવાડ કરવાની ઘણી ટેવ હોય છે, તેથી તેમના પડેલા ગંદવાડની અંદર પુરૂષોને બેસવું પડે છે; વળી શાક તરકારી પીરસનારાઓ પણ સ્ત્રીઓની મીઠી વાણીથી તથા તેમની પ્રીતી મેળવવા તેમને વધારે મુકી દેછે, અને તેથી પાછળનાઓને વાસ્તે ઘણું થોડુ રહે છે. તેમજ ચોથી રીતનો છેક નાપસંદ કરવા જોગ છે; એક જણ વેહેલા જમી રહેને તે ઉઠે લાગલો બીજો તૈયાર હોયતે, તે જગાએ એઠું જુઠુ ખશેડા વગર અડા (બેઠી) હોય, અને એમને એમ છેક છેવટ સુધી પંગત ખાંડી

થાય નહીં તેથી પીરશનારાઓ કાયરે થાય છે, ઘણા જણ હાથે લેઈ આવે છે તેથી રસોઈ સુથાઈ ટાઢી થઈ જાય છે. ઘણું કરીને જે લોકોને ગંદવાડની ઓછી છીટ હોય છે, તેમનામાંજ આવી રીત હોય છે, પણ તે ઘણી ખરાબ છે, માટે જેમનામાં હોય તેમણે બંધ કરવી જોઇએ. એક પંગત ઉઠ્યાપછી બીજી બેસે, અને દરેક પંગતવાળા પણ બધાને પીરસાઈ રહ્યા પછી સાથે જમવું શીરૂ કરે, તથા જમીને પણ સાથેજ ઉભા થાય, એવો બંદોબસ્ત પણ જેમનામાં ન હોય તેમણે અવસ્ય કરવો જોઇએ.

૧૭ જાનઈઆનાં જમણ બાબત-ઘણી ખરી વખતે જાનના તરફના માણસો જમવા બેસેછે, તે વખતે તેમને કન્યાના તરફના માણસો બની શકે તેટલી મશકરી સાથની હરકતો કરે છે, એટલે કેટલીક જાતની ન ખવાય એવી વસ્તુઓ પણ જમણ સાથે પીરસે છે; જેમ ખરસાણીનું રાયતું, થોરનાં તથા રૂનાં ભજીઆં, શાક દાળમાં એરંડીયું વગેરે; એટલુંજ નહી પણ ઘણી વખતે કેફી વસ્તુઓ પણ પીરસે છે જેમ ભાંગ તથા ગાંજાના ભજીઆં વગેરે. આ ચીજોને જમનારાઓ બચારા ઠગાઇને ઘણી વખત બીજાં શાકોની સાથે ખાય છે, અને તેથી પાછળથી કેટલાકને ઉલટી થાય છે, તથા કેટલાક ગાંડા જેવા થઈ જાય છે, અને કેટલાક બે ભાન તથા

વખતે મરવા જેવા થઇ જાય છે. આવી રીતની મશકરીઓ કરનાર, છોકરવાદ સ્ત્રી પુરૂષો હોયછે, જેમને એથીથતા નુકશાનની અગાઉથી અટકળ કરવાની અક્કલ હોતી નથી તેથી વખતે તેઓ ઝેરો વસ્તુ પણ પંધરાવીદે, તો કોઇનો જીવ જાય, અને હસવાનું ખસવું થાય માટે એ ચાલ પણ કાઢી નાખવો જોઇએ.

૧૮ આ શીવાય પીરસનારાઓ તરફથી થતી વગ, તથા પોલીસના શીપાઇઓ તરફથી જમણ લેવા સારૂ થતો જુલમ વગેરેને વાસ્તે બંદોબસ્ત, ઘટતો થવો જોઇએ

બાબત ૬ ઠી.

પાછલી બાબતોમાં વર્ણવેલી સર્વ હકીકત ઉપરથી વાંચનારાઓની ખાતરી થઇ હશે, કે જમણવારોનો ચાલ ઘણી તરેહથી ગેરફાયદા કારકછે; માટે સર્વે જ્ઞાતોવાળાઓને મારી વીનંતિ છે, કે તેમણે પોતાના બાપદાદાથી ચાલતી આવેલી સઘળી રસમોને વળગી રહેવાની ગાંડી હઠીલાઇને કોરણે મુકી દેઇને આ ચાલ એકદમ નાબુદ કરવો જોઇએ; અને તે કામમાં ઘરાડાઓએ હરકત નાખવાથી પરહેજ રહેવું જોઇએ. તેમણે વિચારવું કે હાલમાં તેમના વારાનો સમય બદલાઇ ગયો છે, હાલમાં સુધારાએ પોતાનાં ડગલાં ઝડપથી આગળ ભરવા માંડયાંછે, તેથી તેઓ જો સમજીને પોતાની હઠ મુકી દેઇ ચુપ નહી બેસે તો આખરે માનભંગ થઇ કબુલ કરવું પડશે; કે-

મકે ઘણાખરા કેળવાયલા જવાનીઆઓની તો ખાતરી થતી જાયછે કે એ ચાલ ઘણો નઠારોછે, અને તેઓની સંખ્યા તથા પુર દીન પરદીન વધતું જાય છે; માટે હવે તો તેઓ આડા આવશે તો, "ઘરડપણમાં ગતી (અકલ) જાયછે" એ કેહેવત સાચી ઠરાવી, તેઓપોતાનું ધારેલું કામ પાર ઉતારશે. સબબ તેઓએ અગાઉથી ચેતવું સારૂં છે.

હવે એ ચાલ બંધ કરી ફકત તેટલાં નાણાં લોકોના ઘરમાં ઉગારવાનો કાયદો કરવો, એવું કહેવાની મારી મરજી નથી; પરંતુ તે નાણાં ન્યાતના, ગામના, અને દેશના ઘણા ફાયદાકારક કામો કરવામાં એટલે કેળવણીને તથા કળાકૌશલ્યને, અને વ્યાપારને ઉત્તેજન આપવામાં, તથા બીજાં સંસારી કામોને સુખ દાયક કરવામાં વાપરવાં જોઇએ; અને તેને માટે નીચે મુજબ ગોઠવણ હાલ કરવી એવું મારી નજરમાં આવેછે.

પ્રથમતો દરેક ન્યાતવાળાઓએ પોતપોતામાં ભેગા થઇ નક્કી કરવું જોઇએ કે પોતાની ન્યાતમાં કયાં કયાં ટાણાં ઉપર જમણવારો કરવાનો ચાલછે; તથા દરેક અવસરની જમણવાર પાછળ સાધારણ રીતે કરતાં કેટલો ખરચ થાયછે, તેના આંકડા સઘળાઓના અનુમતથી નક્કી કરવા જોઇએ; હવે જેને ઘેર એ નક્કી કરેલાં ટાણામાંનું કોઈ ટાણું આવે તો તે ઉપર જમણવાર ન કરતાં ઠરાવેલી રકમ ન્યાતના ફંડમાં આપે; કોઇના મનમાં એમ

આવશે કે ગરીબ અને તવંગર સરવેનો સરખો આંકડો કરે એતો વ્યાજબી નહી, તો તેણે જાણવું કે એમ કર્યા વગર છુટકો નથી, કેમકે પૈશાદાર લોકો ખુશીમાં આવેતો એથી વધારે રકમ આપે એવી છુટ રાખવાથી ગરીબો પણ જમણવારની પેઠેજ મમતે ચઢી વધારે રકમો ગજા ઉપરાંત થઇ આપવા જશે. વળી તે રકમ ખુશીમાં આવે તો આપે એમ હોવું જોઇએ; કેમકે જમણવારો પણ કાંઈ સઘળી ન્યાતોમાં બળાત્કારે કરાવતા નથી; ગરીબો પણ પોતાનું લોકોમાં બારું બોલાશે એ ધાસ્તીથી જેમ બની શકે તેમ કરીને પણ જમણવાર કરેછે, તેમ આમાં પણ કરશેજ, છતાં એટલી છુટ રાખવી સારી છે.

એવી રીતે ફંડ જમા થતું જાય તે પ્રથમતો કોઇ આબરૂદાર પેહેડીમાં વ્યાજે મુકવું; અને તે ફંડમાંથી પાછળ બતાવ્યા મુજબ દરમાસે એક ન્યાતથી ઉજાણી કરવી, અને તેને સારૂ એક સારૂ મકાન ગામથી થોડે દુર બનાવવું, જેમાં બાગ, ફુવારા, બેઠકો વગેરે બનાવી સારૂ રમણીક થાય તેમ કરવું. આગળ ફંડ વધતાં વધતાં મોટી રકમ થાય, ત્યારે ન્યાતના પાંચ પ્રમાણીક, આબરૂદાર અને વજનદાર આગેવાનોના ઉપરીપણા નીચે એક દુકાન કાઢવી, અને તેનું કામ ચલાવવાને એક મુનીમ અથવા મેનેજર પગારદાર રાખવો, તે પેલા ઉપરીઓની સલાહથી હરેક કામ કરે; વળી તે ઉપરીઓએ વર્ષમાં બે ત્રણવાર તેના કામકાજની

તથા હીસાબની તપાસ કરવી જોઇએ, તથા વર્ષ આખરે ન્યાતના સઘળા લોકોની સભા કરી, બનેલો એહવાલ તથા ઉપજ ખરચના સઘળા આંકડા સંભળાવવા જોઇએ; અને હરેક નવું કામ ઉઠાવવું હોય અગર મોટા ફેરફાર કરવો હોય તો તે કહી બતાવી, સઘળાઓનાં મત લેવાં જોઇએ; અને વધારે મત આવે તે મુજબ વર્તવું જોઇએ. હવે એ રીતે જે પેહેડી કાઢવામાં આવે, તેણે જે જાતના વ્યાપારોથી સારો ફાયદો થાય, અને એકદમ ખોટ પાસુ ન આવે (સટા વગેરે ન કરવા) એવો વ્યાપાર ચલાવવો જોઇએ; જેવાં કે જમીન લેઇ ખેતી કરાવે, કાંતવા વણવાના સંચા લાવે, વ્યાપારની જણશો મગાવે, દલાલી કરે વગેરે એ સઘળું કામ કરવાને નોકર રાખવા પડે, તે ઘણું કરીને બને ત્યાંહાં સુધી તે ન્યાતમાંનાજ માણસોને પગાર આપી રાખવા, તેઓ બદદાનત તથા ગફલત કરે નહી, તેને માટે જામીન વગેરેનો પકકો બંદોબસ્ત કરવો જોઇએ; વળી ન્યાતમાં જે ઘણા ગરીબ હોય અને તેમને ધીર ન હોવાથી વ્યાપાર કરી શકતા ન હોય, તો તેમને ગજા માફક તેમાંથી નાણાં ધીરી વ્યાપારે લગાડવા જોઇએ; પણ તે નાણાં મળે ત્યારે પાછા આપે તેને વાસ્તે લેખ વગેરે કરાવી બંદોબસ્ત કરવો જોઇએ, તથા કમાયા છતાં ન આપે તો કાંઇ ન્યાતશી શીક્ષા ઠરાવવી જોઇએ; પણ વ્યાપારમાં કમનશીબે બરકત ન થાય, અને તેથી તે

રૂપોઆત ન આપી શકે તો અરજી કરી તેનાં ઢોબરાં તથાં રેહેવાનું ઘર સુધાં હરરાજ કરાવી તે લેવા ન જોઈએ, એવાં માણસને તેટલી છુટ મેલવી જોઇએ; કેમકે ગ્નાતના પૈશા કોઈ બની શકે ત્યાં સુધી રાંખશે નહી. તેમજ ગ્નાતમાં ગરીબ રાંડી રાંડો જેમના ઘરમાં કોઈ કમાનાર ન હોય, તથા દળણાં, ખાંડણાં કરી અગર રેંટીઓ પુણી કરી પરાણે પેટ ભરતી હોય, તથા બીજાં ગરીબ અને અપંગ માણસો જેમને ગુજરાનની તંગી પડતી હોય, તેમને છાના છપના દાણા વગેરે પહોચાડી મદત કરવી જોઇએ, છાના મોકલવાનું કારણ એકે જાહેરમાં તો કેટલાક ભૂખે મરી જાય તો પણ લે નહીં; અને તેમાં પણ આતો ગ્નાતના પૈશાનું તેથી જણાય તો વધારે હલકુ તથા શરમ લાગે, તથા મેહેણાંની ધાસ્તી પણ મોટી, તેથી લેજ નહીં; માટે એવી યુક્તિથી મોકલવા કે કયાંથી આવ્યા અને કોણે મોકલ્યા તેની તે ઘર ધણીને પણ સમજણ પડે નહીં, તથા આ જાતની ઠરાવ પણ મૂખ્ય આગેવાનો શીવાય બીજાના જાણવામાં આવવો ન જોઇએ, એટલે એવા ખરચની રકમ કોઈ બીજા ખરચના પેટામાં સમાવી દેવી જોઇએ. વળી આગળ જેમ જેમ રકમ વધતી જાય, તેમ તેમ પોતાનીજ ગ્નાતના છોકરા છોકરીઓની અલ્હાદી નિશાળો સ્થાપવી, તથા લાયબ્રેરીઓ કાઢવી, અને પોતાનીજ ગ્નાતના છોકરા-

ઓ પરદેશ જઈ ઉંચી કેળવણી લે તેને માટે સારી સ્કાલરશીપો વગરે ઠરાવવી; ટુંકામાં હરેક રીતે ન્નાતના લોકો સુધરે તથા તેમના ભાગ્યનો ઉદય થઈ પૈસે ટકે અને આબરૂએ ભરપુર થાય, એવા માર્ગ પ્રથમ પકડવા જોઇએ. અને એ રીતે ન્નાતના લોકોના લાભનાં કામ પતી રહ્યા પછી જેમ જેમ રકમ વધતી જાય, તેમ તેમ પોતાના ગામને લગતાં પરમાર્થનાં તથા સુધારાનાં કામો કરવા તરફ હાથ લંબાવવો જોઇએ; કોઈના મનમાં એમ આવશે કે પ્રથમ બધાં ન્નાતના ફાયદાનાં કામ કરવાં અને છેક પાછળથી બીજાં પરમાર્થનાં કામ કરવાનું લખ્યું એતો ઠીક નહી, એથી તો એકન્નપેટાપણું જણાય, તો તેનો જવાબ એટલો જ કે, એ ન્નાતના લોકોની પુંજી છે, અને એ રકમ પ્રથમ ન્નાતનાજ (જમણવારોમાં) લોકોના ઉપયોગમાં ખરચાતી હતી, તેનો લાભ બીજાઓને મળતો ન હતો; માટે તે રકમ પ્રથમ ન્નાતનાજ ભલાને માટે ખરચાવી જોઇએ, કેમકે ચાલતો રીવાજ બદલાયાનાં સારાં ફળ તેઓ ન ચાખે અને તેમનાં સારાં સારાં મીષ્ટાન પણ જાય, તેથી તેઓની હોંસ છેક ટુટી જાય. હવે પરમાર્થનાં કામોમાં પોતાના ગામમાં ધર્મશાળા બંધાવવી જોઇએ, અને તેમાં આવતા જતા મુસાફરોને ઉતારવાને તથા રસોઈ કરવા વીગરેને માટે સુગમ પડે માટે કેટલાંક વાસણો ગોદડાં વગેરે રાખવાં જોઇએ, તથા થોડીક ઓરડીઓ કાઢવી

જોઇએ; શકિતવાન મુસાફરો પાસેથી તેમાં ઉતરવા બદલ તથા સામાન વાપર્યા બદલ કાંઈ ફી લેવી જોઇએ, અને ગરીબોને મફત આપવું જોઇએ; વળી ધર્મશાળાના એક ભાગમાં આંધળા, લુંલાં વગેરે અશકત અને નીરાશ્રીત માણસોને રાખવાં જોઇએ, તથા તેમને અન્ન વસ્ત્ર વગેરે પુરૂ પાડવું જોઇએ; વળી રોગીઓને માટે દવાખાનાં કાઢવાં જોઇએ;તથા ગામમાં પાણીની અછત હોયતો કુવા, કુંડ ખોદાવવાં જોઇએ, તથા તળાવો અને વાવો ખોદાવવી જોઇએ. ઉનાળામાં ઢોરોને વાસ્તે ઠેકાણે ઠેકાણે પાણીના હવાડા ભરાવવા જોઇએ, તથા માણસોને માટે પરવો મંડાવવી જોઇએ, જુનાં અને પડી ગયેલાં નવાણ ફરીથી ગળાવી વાપરવા લાયક કરવા જોઇએ વગેરે. આવાં સઘળાં પરમાર્થનાં કામ જેના ખરચમાં મોટી રકમ જોઇએ તેમ છે તે સઘળાં કામ બધી ન્નાતવાળાઓએ સહીઆરામાં કરાવવાં જોઇએ, એટલે તેમાં ભાગે પડતી રકમો સઘળાઓએ પોતાની ન્નાતના ફંડમાંથી આપવી જોઇએ; વળી બની શકેતો મ્યુનીસીપાલ ખાતાનાં કામ જેવાં કે ગામના રસ્તા સારા બંધાવવા, તથા સાફ રખાવવા, તથા દીવાબતી, વગેરે કામો પણ તેમાંથીજ કરાવવાં જોઇએ. એ રીતે ગામમાંનાં પરમાર્થ તથા ગામ સુધારાનાં કામો થઈ રહ્યા પછી બહાર હાથ લંબાવવો જોઇએ; એટલે આશપાશના ગામોમાં તથા રસ્તામાં જ્યાં ઘણા લોકોની અવરજવર હોય ત્યાં પાણીની તંગી હોયતો કુવા, વાવો વગેરે ખોદાવવું જોઇએ, તથા ધોરી રસ્તા ઉપરના ગામોમાં ધર્મશાળાઓ બંધાવવી જોઇએ, અને ખરાબ રસ્તા સુધા-

રાવવા જોઇએ; આ સઘળી વાત વાંચ્યાથી કોઈના મનમાં એકદમતો કદાપી એમ આવશે કે, આતો બધા સે-ખચલ્લીના જેવા વીચારો કર્યાછે કે શું? આટલાં બધાં ભારે કામ કરવાને તો લાખો રૂપીઆ જોઇએ, અને તે એમ શીરીતે એકઠા થાય? તો તેનો એટલોજ ખુલાસો છેકે, તેણે જમણવારો પાછળ દરવર્ષે દરેક ન્યાતમાં અને દરેક ગામમાં કેટલો ખરચ થાયછે, તેનો જરા ઝીણી નજરથી અડસટો કાઢી જોવો, એટલે સેહેજ માલમ પડશેકે તે રકમ મોટાં મોટાં શેહેરોમાં અને કસબાઓમાં લાખોના આંકડામાં અને ગામોમાં હજારોના આંકડામાં થવા જાયછે; પછી આપણામાં કેહેવત છે કે " માણસ રળે ચ્યાર પહોર અને પૈશો રળે આઠ પહોર". એમ પૈશો પૈશાને વધારેછે; વળી જમણવારનો રકમતો હમેશાં આવવી ચાલતીજ રહેવાની; તેમ મેં જે સઘળાં કામો બતાવ્યાં છે તે કાંઈ એક બે વર્ષમાં બનાવી દેવાં એમ નથીઃ જેમ જેમ રકમ જમા થતી જાય તેમ તેમ કરાવતા જવાં. પણ તેનો અનુક્રમ એ પ્રમાણે રખાય તો સારૂ.

આ ઉપરથી એમ ન સમજવું કે સઘળાઓએ મેં બતાવ્યાં છે તેજ પ્રમાણે કામ કરવાં, એટલે મેં પહેલાં ધર્મશાળા અને કુવો લખ્યાં છે તો તેજ મુજબ અનુક્રમ લેવો. પણ મારો અનુક્રમતો એટલોજ કે પ્રથમ ન્યાતના ભલાનાં, પછી ગામના, અને પછી દેશના ભલાનાં કામ કરવાં. બાકી કામતો જેવો સમય, અને જેની ઘણી જરૂર પેહેલાં કરવાં.

સમાપ્ત.

